જાણે ૧ દિન બ્રહ્માતણું, હજાર ૨ યુગનું જેહ,
રાત્રી પણ યુગ સહસ્રનિ, રાત્ર દિવસ વિદ તેહ. ૧૭.

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।
रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥

સૌ ૩ વ્યક્તો ૪ અવ્યક્તથી, ૫ દિવસે ઉત્પન થાય,
થાય લીન સૌ ૬ રાત્રિયે, તે અવ્યક્તજમાંય. ૧૮.

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवंत्यहरागमे ॥ १९ ॥

તેજ ચરાચર ભૂત આ, અવશજ કુરૂનંદન,
થૈ લય પામે રાત્રિયે, થાય દિને ઉત્પન્ન. ૧૯.

परस्तस्मात्तु भावोन्यो व्यक्तोव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ २० ॥

એ અવ્યક્તથિ પર બિજો, ભાવ સનાતન જેહ,
નાશ થિયે સૌ ભૂત પણ, નાશ ન પામે તેહ. ૨૦.

अव्यक्तोक्षर इत्युक्त स्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तंत्ते तद्धाम परमं मम ॥ २१ ॥

કહે અક્ષર અવ્યક્ત વળિ, પરમતિ તેને કેહ,
જેને પામિ ન જન્મ લે, મુજ સ્વરૂપ પર તેહ. ૨૧.

---

૧ સાવન એટલે ૩૬૦ દિવસના વર્ષ પ્રમાણે ચાર અબજ બત્રીશ કરોડ વર્ષનો બ્રહ્માનો દિવસ થાયછે, ને તેટલાજ પ્રમાણની તેની રાત્રિ સમજવી. ૨ ત્રેતાળીશ લાખ વીશ હજાર વર્ષનું યુગ. ૩ ચરાચર ભૂતપ્રાણી. ૪ કારણ રૂપ માયા. ૫ બ્રહ્માનો દિવસ સમજવો. ૬ બ્રહ્માની રાત્રી સમજવી.

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ २२ ॥

થાયછેજ પર પુરૂષ તે, એક ભક્તિયે પ્રાપ્ત,
જેમાં ભૂતો રહે, બધું, જેણે છે આ [1] વ્યાપ્ત. ૨૨.

यत्र काले त्वनावृत्ति मावृत्तिं चैव योगिनः ॥
प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥

મરતાં યોગી જે સમય, ફરિ જન્મે નહિ સાર.
જન્મે ફરિ પણ જેમ, તે, સમય કહું નિરધાર. ૨૩.

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४॥

[2] અર્ચિ, દિવસ, [3] શુધપક્ષને, ઉતરાયણમાં સાર,
જનાર બ્રહ્મજ થાય તે, [4] બ્રહ્મવીદ જન, ધાર. ૨૪.

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्त्तते ॥ २५ ॥

ધૂમ, રાત્રિ, [5] વિધપક્ષ ને, દક્ષિણાયને સાર,
જાય, સ્વર્ગ પામી ફરે, કર્મ યોગિ નિરધાર. ૨૫.

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्ति मन्ययाऽऽवर्त्तते पुनः ॥ २६ ॥

---

૧ વ્યાપેલું. ૨ અગ્નિ તથા જ્યોતિનો પ્રકાશ. ૩ શુકલ પક્ષ. ૪ બ્રહ્મને જાણનાર. ૫ કૃષ્ણપક્ષ.

શુકલ કૃષ્ણ, એ બે ગતી, શાશ્વત અહિંજ મનાય,
એકે પામે મોક્ષ, ફરિ, જન્મ અન્યથી થાય. ૨૬

नैते सृती पार्थ जानन् योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥

પાર્થ જાણતાં માર્ગ એ, યોગી મોહ ન કોય,
માટે તું યોગીજ થા, સર્વ કાળમાં સોય. ૨૭.

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येतितत्सर्वमिदंविदित्वा योगीपरंस्थानमुपैति चाद्यम् २८

વેદો વિશે, યજ્ઞતપો વિશે જે, દાનો વિશે પુણ્ય કહેલ છે જે,
પામે બધું તે, મુનિ જાણિ એને, પામે વળી જે પદ આદિ તેને. ૨૮

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अक्षरब्रह्मयोगोनाम अष्टमोऽध्यायः ॥८

---

## ॥ अथ नवमोऽध्यायः ॥

श्रीभगवानुवाच ॥

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥

શ્રીભગવાન કહેછે.

ગુહ્ય તને અતિ ગુહ્ય આ, વિજ્ઞાનેજ સહીત,
જ્ઞાન કહું જે જાણીને, થશે અશુભથિ રહીત. ૧.

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥

છે એ વિદ્યારાજ, અતિ, [1] ગુહ્ય, શુદ્ધ ને ધર્મ્ય,
એ અવ્યય ઉત્તમ સુલભ, છે પ્રત્યક્ષે [2] ગમ્ય. ૨.

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तंते मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥

પણ પુરૂષો એ ધર્મને, ન માનનારા જેહ,
ભમે મૃત્યુ સંસારમાં, પામિ મને નહિ, તેહ. ૩

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥

---

૧ ગુપ્ત.    ૨ જણાય એવી.

મેં અવ્યક્તે સર્વ આ, વ્યાપ્યું જગતજ સાર,
મુજમાં સર્વે ભૂત એ, હું તેમાં ન લગાર. ૪.

न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥

વળિ મુજમાં નહિ ભૂત એ, જો મુજ ઇશ્વરિ યોગ,
[1] ધર્તા પાળક છુંજ પણ, નહિ એમાં મુજ જોગ. ૫.

यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥

જેમ રહે નભમાંજ નિત, વાયુ [2] સર્વગત મહાન,
સર્વ ભૂત પણ તેમ છે, અર્જુન, મુજમાં જાણ. ૬.

सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥

સૌ પામે [3] કલ્પક્ષયે, મુજ પ્રકૃતીને સાર,
[4] કલ્પારંભે હું સૃજું, ફરિ તેને નિરધાર. ૭.

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्न मवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥

સ્વીકારી નિજ પ્રકૃતિને, સૃજું ફરિ ફરિ આ ભૂત,
પૂર્વ કર્મથી એ બધા, પરવશ પાંડુ સૂત. ૮.

---

૧ ધારણ કરનાર. ૨ સર્વ ઠેકાણે રહેલ. ૩ પ્રલયકાળે. ૪ સૃષ્ટિકાળે કલ્પ એટલે ચાર અબજ બત્રીસ ક્રોડ સાવન વર્ષ.

नच मां तानि कर्माणि निबध्नंति धनंजय ।
उदासीनवदासीन मसक्तं तेषु कर्मसु ॥ ९ ॥

પણ અસંગિ તે કર્મમાં, ઉદાસીન વત સાર,
હું છું, માટે નહિ મને, કર્મ બાધ કરનાર. ૯.

मया ऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनाऽनेन कौंतेय जगद्विपरिवर्तते ॥ १० ॥

મુજ ૧ અધ્યક્ષપણે રચે, પ્રકૃતિ વિશ્વ નિરધાર,
એજ હેતુએ થાયછે, જગતજ વારંવાર. ૧૦.

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥ ११ ॥

મુજ ઇશ્વરિ પરભાવને, ન જાણનારા જેહ,
મનુષ દેહિ ધાર્યો મને, નિંદે મૂઢો તેહ. ૧૧.

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥

૨ વ્યર્થ ૩ આશિ ને કર્મિ તે. વ્યર્થ જ્ઞાનિ ૪ વિક્ષીપ્ત,
૫ મોહિનિ, ૬ રાક્ષસિ, ૭ આસુરી, ૮ પ્રકૃતીને આશ્રીત. ૧૨

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥

---

૧ અધિષ્ઠાતા. પાસે હોવાથી. ૨ વૃથા. ફોકટ. ૩ આશાવાળો. ૪ વિક્ષેપ પામેલો. ૫ બુદ્ધિ ભ્રંશ કરનાર. ૬ હિંસાદિ કરાવનાર. ૭ દંભ ગર્વાદિ કરાવનાર. ૮ સ્વભાવ.

પણ મહાતમાં એકચિત, દૈવી પ્રકૃતીવાન,
ભજે મને જાણી મને, કારણ અવ્યય મહાન. ૧૩.

सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।
नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१४॥

કર્તાં કિર્તન નિત્ય કો, દૃઢવ્રત યત્ને સુક્ત,
નમતાં કષ્ટ ભજે મને; ભક્તીયે નિત ભક્ત. ૧૪.

ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥

અન્ય ભજે કો જ્ઞાનથી, [1] એકપે [2] પૃથકે સાર,
કોઇ વિશ્વરૂપેં મને, દેખી બહુજ પ્રકાર. ૧૫.

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मंत्रोहमहमेवाज्य महमग्निरहं हुतम् ॥ १६ ॥

હું [3] ક્રતુ ને હું [4] યજ્ઞ છું, [5] સ્વધાજ, [6] ઔષધ હુંજ,
હુંજ મંત્ર, હું [7] આજ્યછું, અગ્નિ હવન હું છુંજ. ૧૬

पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७ ॥

પિતા પિતામહ જગતનો, માતા [8] ધાતા હુંજ,
[9] જ્ઞેય, શુદ્ધ ઓંકાર, [10] રૂગ, [11] સામ, [12] યજૂ હું છુંજ. ૧૭.

---

૧ એકપણાથી. અહંગ્રહ ઉપાસનાથી. ૨ જુદાપણાથી. ૩ અગ્નિષ્ટોમાદિ યજ્ઞ.
૪ નિત્ય પંચયજ્ઞાદિ. ૫ શ્રાદ્ધાદિ. ૬ અન્ન વા ઔષધિ. ૭ ઘૃતાદિ.
૮ કર્મફળ દેનાર. ૯ જાણવા લાયક. ૧૦ ૧૧ ૧૨ ત્રણે વેદોના નામ.

गतिर्भर्त्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत्।
प्रभवः प्रलयः स्थानं निधनं बीजमव्ययम् ॥ १८ ॥

ગતિ, [1] ભર્ત્તા, પ્રભુ, સાક્ષિ, હું, [2] શરણ, સુહૃત [3] નીવાસ,
[4]પ્રભવ, [5] પ્રલય, આધાર, [6] લય, કારણ છું અવિનાશ. ૧૮

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥

કરૂં તાપ વૃષ્ટી કરૂં, કદિ અવૃષ્ટી સાર,
જીવન મૃત્યૂ હું જ છું, [7] સ્થૂલ, [8] સૂક્ષ્મ નિરધાર. ૧૯.

त्रैविद्यामांसोमपाःपूतपापा यज्ञैरिष्ट्वास्वर्गतिंप्रार्थयंते ।
तेपुण्यमासाद्यसुरेंद्रलोक मश्नंतिदिव्यान्दिविदेवभोगान्।२०

[9] વેદત્રયો [10] સોમપિ શુદ્ધ છેજે, યજ્ઞેયજી સ્વર્ગ ગતી ઇછે તે,
પામીજ તે પુણ્ય સુરેંદ્ર લોક, ત્યાં ભોગવે દિવ્યજ દેવભોગ. ૨૦.

तेतंभुक्त्वास्वर्गलोकंविशालं क्षीणेपुण्येमर्त्यलोकंविशंति ।
एवंत्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते ॥२१॥

તે ભોગવી સ્વર્ગ પુરીજ મોટી, આવે અહીં પુણ્યગિયેજ ખૂટી
એમ [11]ત્રયીધર્મ અનૂસરે છે, તે અર્થકામી જઇને વળેછે. ૨૧.

अनन्याश्चिंतयंतोमां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥

---

૧ પોષણ કરનાર. ૨. રક્ષક,. ૩. રેહેવાનું સ્થાન. ૪ સૃષ્ટિ કરનાર. ૫. નાશ કરનાર. ૬ લયસ્થાન. ૭ દૃશ્ય પદાર્થ. ૮ અદૃશ્ય વસ્તુ. ૯ રૂગ, સામ અને યજુર્વેદ જાણનાર. ૧૦ સોમવલ્લી પીનાર. ૧૧ ત્રણે વેદે કહેલ કર્મ માર્ગ.

પણ ૧ અનન્ય ભકતો મને, ચિંતી સેવે સાર,
૨ યોગક્ષેમ હું તે તણો, ચલાવું છ નિરધાર. ૨૨.

यद्प्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ।
तेपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥ २३ ॥

અન્ય દેવને જે ભજે, શ્રદ્ધા ભાવ સહીત,
ભજેછ તે મુજનેજ, પણ, ૩ વિધિથી છેજ રહીત. ૨૩.

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥ २४ ॥

હું ભોકતા સૌ યજનો, પ્રભુ પણ હું નિરધાર,
જાણે મને ન તત્વથી, ફરિ તે આવે સાર. ૨૪.

यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः ।
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोपि माम् ॥२५

મળે દેવયજિ દેવને, પિતૃને પિતૃ ભકત,
૪ ભતયજી ૫ ભૂતોજને, મુજને મુજમાં સકત. ૨૫

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृत मश्नामि प्रयतात्मनः ॥ २६ ॥

પત્ર પુષ્પ ફલ જલ મને, અર્પે પ્રીત્યે જેહ,
ગૃહણ કરૂં તે શુદ્ધનું, પ્રીત્યે અર્પિત તેહ. ૨૬.

---

૧ બીજામાં મન નહિ રાખનાર. ૨ અપ્રાપ્તનું મેળવવું ને પ્રાપ્તનું રક્ષણ કરવું. ૩ શાસ્ત્ર પ્રમાણે વિધિ. ૪ ક્ષુદ્ર દેવને યજનાર. ૫ ક્ષુદ્ર દેવ.

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥

કરે, ખાય, હોમે વળી, આપે પણ તું જેય,
તપ કરેજ, તે સૌ મને, અર્પોદ કોંતેય. ૨૭.

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥

એમ શુભાશુભ ફલથકી, અર્જુન છૂટિ જઈશ,
સંન્યાસો ને મુક્ત થે, મુજને તુંજ મળીશ. ૨૮.

समोहं सर्वभूतेषु न मे द्वेष्योस्ति न प्रियः ।
ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ।२९॥

છું હું સમ સૌ [1] ભૂતમાં, પ્રિય અપ્રિય નહિ કાંઇ,
ભજે મને ભાવેજ, તે મુજમાં હું તેમાંઇ. ૨૯.

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥

દુરાચારિ પણ હોય જે, ભક્ત મને ભજનાર,
સાધૂ તે વળિ જાણવો, [2] સમ્યક નિશ્ચયિ સાર. ૩૦.

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥

થાય તુર્ત ધર્મીજ, નિત, શાંતી પામે તેહ,
નાશ ન પામે ભક્ત મુજ, અર્જુન જાણી લેહ. ૩૧.

---

૧ પ્રાણી. ૨ સારી રીતે.

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रा स्तेऽपि यांति परां गतिम् ३२।

સ્ત્રી, ૧ વૈશ્યો, શૂદ્રો તથા, ચાંડાળો પણ જેહ,
અર્જુન મુજ આશ્રય કરી, પરગતિ પામે તેહ. ૩૨.

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोक मिमं प्राप्य भजस्व माम् ॥ ३३॥

તો પછિ બ્રાહ્મણ ક્ષત્રિયો, પામે તેમાં શું જ,
અસુખ, ૨ અનિત્યજ લોક આ, પામિ મને ભજ તું જ. ૩૩

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यासि युक्त्वैव मात्मानं मत्परायणः ॥ ३४ ॥

થા ૩ મન્મન, મુજ ભક્ત થા, ૪ મદ્યજિ નમ, મુજનેજ,
થૈ ૫મત્પર, મન જોડીને, પામિશ તું જ ૬ મનેજ. ૩૪

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे राजविद्याराजगुह्ययोगोनाम नवमो ।९।

---

૧. કેવળ ખેતી કરનાર. ૨. નાશવંત ૩. મારા આત્મસ્વરૂપમાં ચિત્ત રાખનાર. ૪. મારૂં યજન કરનાર. ૫. મારા આત્મસ્વરૂપમાં તત્પર. ૬. મારા આત્મસ્વરૂપને.

## ॥ अथ दशमोऽध्यायः ॥

श्रीभगवानुवाच ॥

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥

શ્રીભગવાન કહેછે.

શુણ ફરીજ મહાબાહુ તું, અતિ ઉત્તમ મુજવાણ,
જે, તું પ્રિયને હું કહું, હિતેચ્છાયેં જાણ. ૧.

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥

જાણે નહિ મુજ ૧ પ્રભવને, મુનિ દેવો નિરધાર,
કારણ મુનિ દેવો તણું, છું હું સર્વ પ્રકાર. ૨.

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥

અજ, અનાદિ, ઇશ લોકનો, જાણે મુજને જેહ,
મનુષ્યમાં સૌ પાપથી, છૂટે મોહવિણ તેહ. ૩.

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवो भावो भयं चाभयमेव च ॥ ४ ॥

---

૧. ઉત્પત્તિ.

બુદ્ધિ, જ્ઞાન, [1] અસંમોહ, [2] દમ, ક્ષમા, સત્ય, [3] શમ સાર,
સુખ દુઃખ, [4] ભાવ [5] અભાવ વળિ, ભય અભયજ નિરધાર. ૪.

अहिंसा समता तुष्टि स्तपो दानं यशोऽयशः ।
भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥

અહિંસા, [6] સમતા તપ વળિ, [7] તુષ્ટિ, અયશ, યશ, દાન,
થાય ભાવ સૌ પ્રાણિને, મુજથી બહુવિધ માન. ૫.

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥

[8] સપ્ત, [9] ચાર ૠષિ, [10] મનુ, પ્રથમ, [11] મદ્‌ભાવી તે સાર,
થયાજ મનથી, જેનિ આ, પ્રજા લોકમાં ધાર. ૬.

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥

મુજ [12] વિભૂતિ વળિ યોગએ, જાણે તત્વેં જેય,
જોડાયે સ્થિર યોગમાં, [13] નિઃસંશય કૌંતેય. ૭.

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजंते मां बुधा भावसमान्विताः ॥ ८ ॥

જન્મ [14] હેતુ હું સર્વનો, થાય સર્વ મુજથીજ,
જાણી એમ ભજે મને, ભાવયુક્ત જ્ઞાનીજ. ૮.

---

૧. મોહ રહિતપણું. ૨. બહારની ઇંદ્રિયોનું દમન. ૩. અંતઃકરણને વશ્ય કરવું. ૪. ઉત્પત્તિ. ૫. નાશ. ૬. સમાનપણું. ૭. સંતોષ. ૮. ભૃગુઆદિ સાત ૠષિ. ૯ સનકાદિ ચાર ૠષિ. ૧૦. સ્વયંભૂઆદિ ચૌદ મનુ. ૧૧. મારા પ્રભાવવાળા. ૧૨. ઐશ્વર્ય. ૧૩. સંશય રહિત. ૧૪. કારણ. બીજ.

मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥ ९

રાખિ પ્રાણ મન મુજવિશે, જાણિ પરસ્પર સાર,
રમે, મને ભજિ જાણિ નિત, ધરાય પણ નિરધાર. ૯.

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥ १० ॥

જે નિત પ્રીતિવડે મને, ભજનારાને એહ,
[1] ધિયોગ આપું જેથિ તો, પામે મુજને તેહ. ૧૦.

तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥

કરૂં નાશ [2] અજ્ઞાન તમ, કૃપાથિ તેનું સાર,
પ્રકાશિત જ્ઞાન દિપે કરિ, અંતર રહિ નિરધાર. ૧૧

अर्जुन उवाच ॥

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषंशाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥

અર્જુન કહેછે.

આપ બ્રહ્મ પર ધામ છો, પવિત્ર ને વીશેષ,
આદિ દેવ અજ [3] વિભુવળી, દિવ્ય પુરૂષ હમેશ. ૧૨.

---

૧. જ્ઞાનયોગ. ૨. અજ્ઞાનરૂપી અંધારૂં. ૩. વ્યાપક.

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥ १३ ॥

એમ આપને સૌ કહે, દેવર્ષિ નારદ, વ્યાસ,
દેવળ, અસિત, રૂષી બધા, આપ વદો છો ખાસ. ૧૩.

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
नहि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥ १४ ॥

માનું છું એ સત્ય સૌ, આપ કહો છો જેહ,
જાણે નહિ સુર અસુર પણ, [१] વ્યક્તિ આપની તેહ. ૧૪

स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

પોતાને પોતેજ તો, જાણો છો ભૂતેશ,
[२] ભૂતોત્પાદક, જગપતી, પુરૂષોત્તમ દેવેશ. ૧૫.

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ १६ ॥

છો કહેવાને યોગ્ય નિજ, દિવ્ય વિભૂતિ અશેષ,
જેથિ આપ આ લોકને, વ્યાપિ રયા વિશ્વેશ. ૧૬.

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिंतयन् ।
केषु केषु च भावेषु चिंत्योसि भगवन्मया ॥ १७ ॥

જાણિ શકું હું આપને, સદા ચિંતતાં કેમ,
કે કે ચીજે ચિંત્ય છો, આપ જનાર્દન તેમ. ૧૭.

---

૧. સ્વરૂપ. ૨. પ્રાણિયોને પેદા કરનાર.

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥ १८ ॥

ફરી કહો વિસ્તારથી, યોગ વિભૂતી નીજ,
શુણતાં અમૃત થાય નહિ, મુજને હરિ તૃપ્તીજ. ૧૮.

श्रीभगवानुवाच ॥

हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंता विस्तरस्य मे ॥ १९ ॥

શ્રીભગવાન કહેછે.

કહિશ વિભૂતી દિવ્ય મુજ, મુખ્ય પાર્થ છે જેહ,
મુજ વિભૂતિ વિસ્તારનો, લાગે નહિ કે છેહ. ૧૯.

अहमात्मा गुडाकेश सर्वभूताशयास्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥ २० ॥

હું આત્મા સૌ ભૂતમાં, રહેલ છું નિરધાર,
આદિ મધ્ય ને અંત પણ, ભૂતોનો હું સાર. ૨૦.

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामास्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥

છું વિષ્ણૂ આદિત્યમાં, મરિચિ વાયુમાં જાણ,
૧ શશિ નક્ષત્રે, જ્યોતિમાં, છું રવિ ૨ અંશૂમાન. ૨૧.

---

૧. ચંદ્રમા ૨. કિરણવાળો.

वेदानां सामवेदोस्मि देवानामस्मि वासवः ।
इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२ ॥

સામવેદ વેદોવિષે, ઇંદ્ર દેવમાં ધાર,
મન ઇંદ્રિયમાં હુંજ છું, ચેતન ભુતેં સાર. ૨૨.

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥ २३ ॥

શંકર હું રૂદ્રો વિષે, વસુમાં અગ્ની છુંજ,
કુબેર રાક્ષસ યક્ષમાં, મેરૂ [1] શિખરિમાં હુંજ. ૨૩.

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥ २४ ॥

મને [2] પુરોહિતમાંજ તું, મુખ્ય બૃહસ્પતિ જાણ,
સેનાપતિમાં [3] સ્કંદ હું, [4] અબ્ધિ તળાવેં માંન ૨૪.

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ॥
यज्ञानां जपयज्ञोस्मि स्थावराणां हिमालयः ॥ २५ ॥

મહર્ષિમાં ભૃગુ હુંજ છું, વાણીમાં ઓંકાર,
[5] હિમાદ્રિ છું સ્થાવર વિષે, જપ યજ્ઞોમાં ધાર. ૨૫.

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥ २६ ॥

હું નારદ દેવર્ષિમાં, પીપર વૃક્ષેં હુંજ,
ગંધર્વોમાં ચિત્રરથ, કપિલ સિદ્ધમાં છુંજ. ૨૬.

૧. પર્વત ૨. ઉપાધ્યાય. ૩. કાર્તિકસ્વામી. ૪. સમુદ્ર. ૫. હિમાલય.

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेंद्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥

૧ અમૃતોદ્ભવ ઉચ્ચૈઃશ્રવા, અશ્વોમાં હું, જાણ,
૨ ગજેંદ્રોમાં ઐરાવત, રાજા નરમાં માન. ૨૭.

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः ॥ २८ ॥

આયુધમાં હું વજ્ર છું, પ્રજા હેતુ ૩ કંદર્પ,
કામધેનુ ધેનૂવિશે, સર્પે વાસુકિ સર્પ. ૨૮.

अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितृणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥ २९ ॥

છું નાગોમાં શેષ હું, વરુણ જળચરોમાંય,
અર્યમાજ પિતૃવિશે, ૪ સંયમિમાં યમરાય. ૨૯.

प्रल्हादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेंद्रोहं वैनतेयश्च पक्षिणाम् ॥ ३० ॥

છું પ્રલ્હાદ દૈત્યો વિશે, ૫ ગણકોમાં છું કાળ,
સિંહ ૬ મૃગોમાં, પક્ષિમાં, છું હું ૭ વિનતાબાળ. ૩૦.

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामास्मि जान्हवी ॥ ३१ ॥

---

૧. અમૃત મંથન વખતે ઉત્પન્ન થયેલ ૨. મોટા હાથી. ૩. કામદેવ
૪. દંડ કરનાર. ૫. ગણિત કરનાર. ૬. જનાવર ૭. ગરૂડ.

વેગવાનમાં વાયુ હું, શસ્ત્રધારિમાં રામ,
૧ મકર મત્સ્યમાં હુંજ છું, નદિમાં ગંગા નામ. ૩૧.

सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥ ३२ ॥

આદિ અંત ને મધ્ય પણ, સૃષ્ટીનો હું સાર,
૨ અધ્યાત્મવિદ્યા વિદ્યાવિષે, વાદ વાદિમાં ધાર. ૩૨.

अक्षराणामकारोस्मि द्वंद्वः सामासिकस्यच ।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥ ३३ ॥

અકાર છું અક્ષર વિષે, ૩ દ્વંદ્વ સમાસે ધાર,
કાળ અનાશી છું વળી, ૪ ધાતા સર્વ પ્રકાર. ૩૩.

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ३४।

મૃત્યુ સર્વ હરનાર હું, ૫ ઉદ્‌ભવ થનારમાંજ,
સ્ત્રીમાં વાણી, કીર્તિ, ૬ શ્રી, સ્મૃતિ, ધી, ૭ ધૃતી, ક્ષમાજ. ૩૪.

बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।
मासानां मार्गशीर्षो हमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥

બૃહત્સામ છું સામમાં, ગાયત્રી છંદેંજ,
માર્ગશીર્ષ છું માસમાં, વસંત રૂતૂપેંજ. ૩૫.

---

૧. મગર. ૨. આત્મજ્ઞાન. ૩. વ્યાકરણમાં કહેલ ૭ સમાસમાંનો એક. ફળ દેનાર, ૫. ઉત્પત્તિ. ૬. લક્ષ્મી. ૭. ધૈર્ય.

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोस्मि व्यवसायोस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥ ३६ ॥

છળ જનમાં છું દ્યૂત વળિ, તેજ તેજિમાં ધાર,
જય ઉદ્યમ પણ હું જ છું, [1] સત્વ સાત્વિકે સાર. ૩૬.

वृष्णीनां वासुदेवोस्मि पांडवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥ ३७ ॥

વાસુદેવ યાદવ વિષે, પાંડવમાં હું તુંજ-
મુનિમાં વેદવ્યાસ હું, શુક્ર કવીમાં છુંજ. ૩૭.

दंडो दमयतामस्मि नीतिरास्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥ ३८ ॥

દંડ દમન કરનારમાં, [2] મૌન ગુહ્યમાં માન,
નીતી જય ઇચ્છનારમાં, જ્ઞાનવાનમાં જ્ઞાન. ૩૮.

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥ ३९ ॥

સર્વ ભૂતનું બીજ જે, તેહું હું નિરધાર,
થાય નહીં મુજવીણ એ, ભૂત ચરાચર સાર. ૩૯.

नांतोस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ ४० ॥

---

૧. સત્વગુણ. ૨. મુનીવ્રતપણું.

મુજ વિભૂતિ દિવ્યજ તણો, આવે અંત ન, ધાર,
માટે મેં તેને કહ્યો, સંક્ષેપેં વિસ્તાર. ૪૦.

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंशसंभवम् ॥ ४१ ॥

૧ વિભૂતિમત, ૨ શ્રીમત વલી, ગુણથિ અતીશય જેહ,
મુજ બળઅંશે જાણ તું, થયૂંજ ઉત્પન તેહ. ૪૧.

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्न मेकांशेन स्थितो जगत् ॥ ४२ ॥

અથવા અર્જુન બહુજ એ, જાણેથી છે શુંજ,
એક અંશથી સર્વ જગ, વ્યાપિ રહ્યો આ હુંજ. ૪૨.

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विभूतियोगोनाम दशमोऽध्यायः ॥१०

---

૧. વિભૂતિવાળું ૨. ઐશ્વર્યવાન.

# ॥ अथ एकादशोऽध्यायः ॥

अर्जुन उवाच ॥

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोयं विगतो मम ॥ १ ॥

અર્જુન કહેછે.

મુજ અર્થે આપેંજ જે, કહિ ૧ અધ્યાત્મજ વાણિ,
પરમ ગુહ્ય, તેણે કરી, મોહ પામ્યો મુજ હાણિ. ૧.

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष महात्म्यमपि चाव्ययम् ॥ २ ॥

ઉત્પતિ લય ભૂતો તણાં, ૨ મહત્વ અવ્યય સાર,
કૃષ્ણ, શુણ્યા મેં આપથિ, વિસ્તારેં નિરધાર. ૨.

एवमेतद्यथात्थ त्व मात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूप मैश्वरं पुरुषोत्तम ॥३ ॥

આપ વદોછો તેમ છે, પરમેશ્વર નિજરૂપ,
તોપણ જોવા ચાઉછું, નિજ ઐશ્વર્ય સ્વરૂપ. ૩.

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

---

૧. બ્રહ્મવિધા. ૨. મહાત્મ્ય.

જોઇ શકિશ હું રૂપ તે, પ્રભુ માનો જો સાર,
તો અવ્યય નિજ રૂપને, બતાવીજ નિરધાર. ૪.

श्रीभगवानुवाच ॥

पश्य मे पार्थ रूपाणि शतशोथ सहस्रशः ।
नानाविधानिदिव्यानि नानावर्णाकृतीनि च ॥ ५ ॥

શ્રીભગવાન કહેછે.

અર્જુન મારાં રૂપ જો, દિવ્ય હજાર પ્રકાર,
અનેક [1] વર્ણાકૃતિ વલી, [2] નાના વિધ નિરધાર. ૫.

पश्यादित्यान्वसून्रुद्रा नाश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

આદિત્ય, વસુ, રૂદ્રો, મરૂત, વળિ અશ્વિની કુમાર,
અદિઠ પૂર્વ આશ્ચર્ય બહુ, જોતું આણે ઠાર. ૬.

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥

સકળ ચરાચર જગતને, મુજ વપુમાંજ રહેળ,
જોતું હમણા જો વલી, બીજું જે ઇચ્છેળ. ૭.

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ ८ ॥

---

૧. વર્ણ અને આકારવાળા. ૨. બહુ.

આ નિજ ચક્ષુવડે મને, નથિ જોવા તું જોગ,
દિવ્ય નેત્ર આપું તને, જો મુજ ઇશ્વરિ યોગ. ૮.

संजय उवाच ॥

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥

સંજય કહેછે.

એમ કહી અર્જૂનને, ઇશ્વરિ રૂપ મહંન,
યોગેશ્વર હરિયે પછી, દેખાડ્યું રાજંન ૯.

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥

અનેક મુખ, નેત્રી, બહૂ, ૧ અદ્દ્‌ભુત દર્શનવાન,
અનેક ૨ દિવ્યાભરણિ, બહુ, ૩ ઉદ્યુત આયુધમાન. ૧૦.

दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देव मनंतं विश्वतोमुखम् ॥ ११ ॥

દિવ્ય પુષ્પ ને વસ્ત્ર ૪ ધર, દિવ્ય ગંધ લેપન,
અનંત સૌ આશ્ચર્યમય, ૫ સૌદિશ મુખ ૬ સંપન. ૧૧.

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥ १२ ॥

---

૧. આશ્ચર્યકારક. ૨. દિવ્ય અળંકારવાળા. ૩. ઉગામેળ. ૪. ધારણ કરનાર. ૫. બધીબાજુ. ૬. યુક્ત.

જો ૧ દિવિ સૂર્ય હજારનો, કાંતિ એકદમ થાય,
તો એ મહાત્મની કાંતિને, મળતી કૈંક જણાય. ૧૨.

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥ १३ ॥

ત્યાં જગ, ઇશ શરીરમાં, સકળજ એકસ્થાન,
નાના ભેદે અર્જુને, રહેલું દીઠું જાણ. ૧૩.

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।
प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥ १४ ॥

પામી વિસ્મય તે પછી, ૨ રોમહર્ષી થૈ, નાથ,
નમિ મસ્તકથી દેવને, બાહ્યો જોડી હાથ. ૧૪.

अर्जुन उवाच ॥

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमीशंकमलासनस्थ मृषींश्चसर्वानुरगांश्चदिव्यान्।१५

અર્જુન કહેછે.

દેખુંછ દેવો તમ દેવ દેહે, બીજાં બધાં પ્રાણિ વિશેષ જેહે,
બ્રહ્માવળી જે કમળાસનીતે, સર્પો બધા દિવ્ય રૂષી વળી જે. ૧૫.

अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोनंतरूपम् ।
नांतं नमध्यं नपुनस्तवादिं पश्यामिविश्वेश्वर विश्वरूप ॥ १६

અનેક બાહુ મુખ નેત્ર પેટ, દેખું તમાને બહુ રૂપ નેટ,
ચોમેર વિશ્વેશ્વર વિશ્વરૂપ, દેખું ન આદી મધ અંતરૂપ. ૧૬

૧ આકાશમાં. ૨. રૂંવાડા ઉભા થયેળ.

किरीटिनं गादिनं चाक्रिणं च तेजोराशिंसर्वतोदीप्तिमंतम् ।
पश्यामित्वांदुर्निरीक्ष्यंसमंताद् दीप्तानलार्कद्युतिमप्रमेयं ॥१७

ગદા વળી ચક્ર મુકૂટવાન, ચોમેર તેજ બહુ કાંતિમાન,
દેખું ૧ અનોરીક્ષ્ય વળી ૨ અમેય, ૩ પ્રદીપ્ત અગ્ની રવિપેઠ
૪ ઍય ૧૭.

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्यविश्वस्य परं निधानम् ।
त्वमव्ययःशाश्वतधर्मगोप्ता सनातनस्त्वंपुरुषोमतो मे ॥१८॥

તમેજ છો બ્રહ્મ પરં ૫ સુજાણ્ય, આધાર છો વિશ્વતણાજ માન્ય,
અનાશિ ને શાશ્વત ૬ ધર્મત્રાણ, પુરૂષછો મૂજમતે પુરાણ. ૧૮.

अनादिमध्यांतमनंतवीर्य मनंतबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामित्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदंतपंतम् १९॥

નેત્રો શશી સૂર્ય અનંત હાથ, અનાદિ મધ્યાંત બળીજ નાથ,
દેખું ૭ જ્વળીતાગ્ની મુખોજવાળા, સ્વતેજથી વિશ્વ તપાવનારા.

द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाऽद्भूतंरूपमुग्रंतवेदं लोकत्रयंप्रव्यथितंमहात्मन् ॥२०॥

આકાશ આ સર્વ દિશૂ વલીજે, વ્યાપેલ દેખું તમ એકથી તે,
અદ્‌ભૂત ને આ તમ ઉગ્રરૂપ, દેખી ત્રણે લોકબિહે ૮અનૂપ. ૨૦.

---

૧. જોવા અશક્ય. ૨. પ્રમાણથી સિધ્ધ થવા અશક્ય. ૩. પેટેલ. ૪. આપનું સ્વરૂપ. ૫. જાણવા લાયક. ૬. ધર્મરક્ષક. ૭. બળતો અગ્ની ૮. ઉપમા રહિત,

अमीहित्वांसुरसंघाविशंति केचिद्भीताःप्रांजलयोगृणंति ।
स्वस्तीत्युक्त्वामहर्षिसिद्धसंघाः स्तुवंतित्वांस्तुतिभिःपुष्कलाभिः

આ [1] દેવસંઘો તમ શર્ણે થાયે, જોડી [2] કરો કો બિહિનેજ ગાયે,
સિધ્ધો મહર્ષી વદિ શુભવાણી, [3] સ્તવે તમોને અતિશે વખાણી.

रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च।
गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥

આદિત્ય, રૂદ્રો, વસુ, સાધ્ય આ જે, [4] વિશ્વેશ્વિનો વાયુ પિતૃ
તથા જે,
ગંધર્વ, યક્ષો, સિધ, દૈત્ય જેછે, આશ્ચર્ય થૈ સૌ તમને જુવેછે.૨૨

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वालोकाःप्रव्यथितास्तथाऽहम् २३।

અનેક નેત્રો મુખ પેટ હાથ, અનેક પાદો [5] ઉરૂ, દાંત સાથ,
આ રૂપ મોટું ભયકારિ જોઇ, બિહેછ સૌ તેમ બિહુંછ મોહી.૨૩

नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वाहित्वांप्रव्यथितांतरात्मा धृतिंनविंदामिशमंचविष्णो२४

મહાદીપ્ત નેત્રી, નભને અડેળા, અનેક વર્ણી મુખ ઊઘડેલા,
તેજસ્વિ દેખી દુખિ અંતરાત્મા, પામું નશાંતી ધૃતિને મહાત્મા.

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशोनजानेनलभे च शर्म प्रसीददेवेश जगन्निवास २५॥

---

૧. દેવસમૂહ. ૨. હાથ. ૩. સ્તુતિ કરેછે. ૪. વિશ્વેદેવ અને અશ્વિની કુમાર. ૫. સાથળ.

કાળાગ્નિ જેવાં, ભયકારિ દાંતે, દેવેશ જોઈ તમ મૂખ ખાંતે,
દિશા નજાણું, નહિ સૂખ આશ, પ્રસન્ન થાઓ જગના નિવાસ ૨૫.

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणःसूतपुत्रस्तथासौ सहास्मदीयैरपियोधमुख्यैः२६

આ સર્વ પુત્રો ધૃતરાષ્ટ્રના તે, પૃથ્વી તણા આ નૃપસંઘ સાથે,
આ ભીષ્મ ને કર્ણ ગુરૂજ યોદ્ધા, સાથે અમારા પણ મુખ્ય જોદ્ધા. ૨૬

वक्त्राणि ते त्वरमाणा विशांति दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते चूर्णितैरुत्तमांगैः॥२७॥

દાંતે કરીને, ૧ભયકારિ જેછે, મૂખોજ તેમાં જલદી પડેછે,
કો શ્રેષ્ઠ અંગે થઇનેજ ચૂર્ણ, દાંતો વિષે લાગિ દિસે અપૂર્ણ. ૨૭

यथा नदीनां बहवोंबुवेगाः समुद्रमेवाभिमुखा द्रवंति ।
तथा तवामी नरलोकवीरा विशंति वक्त्राण्यभिविज्वलंति२८

નદી જલોના બહુ વેગ જેમ, સમુદ્ર પ્રત્યે મળિ જાય, તેમ,
મુખો તમારાં બળતાંજ જેછે, તેમાંય આવીર નરો પડે છે. ૨૮

यथा प्रदीप्तं ज्वलनं पतंगाः विशंति नाशाय समृद्धवेगाः ।
तथैवनाशायविशंतिलोका स्तवापिवक्त्राणिसमृद्धवेगाः२९॥

જેવીજ રીતેં બળતાગ્નિમાંય, વેગે પતંગો બળવાજ ધાય,
તેવીજ રીતેં તમ મૂખમાંય, વેગેં જનો આ મરવાજ ધાય. ૨૯.

---

૧. ભયકરનાર- ભયંકર.

लेलिह्यसे ग्रसमानः समता लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्यजगत्समग्रं भासस्तवोग्राःप्रतपंति विष्णो ॥३०

તેજી મુખે લોક બધાજ આપ, ખાતાંજ ચાખો અતિશે [૧] અમાપ,
તેજે કરી લોક [૨] સમગ્ર પૂરી, સંતાપ આપે તમ કાંતિ [૩] ક્રૂરી. ૩૦.

आख्याहि मे को भवानुग्ररूपो नमोस्तुते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवंतमाद्यं नाहि प्रजानामि तवप्रवृत्तिं ३१

પ્રસન્ન થાઓ, નમુદેવ ભૂપ, છો કોણ કહો આપજ ૩ ઉગ્ર રૂપ,
છે જાણુવાની તમનેજ વૃત્તિ, જાણું નહીં આપતણી પ્રવૃત્તિ. ૩૧

श्रीभगवानुउवाच ॥

कालोस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्त्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपित्वांन भविष्यंति सर्वे येऽवस्थिताःप्रत्यनीकेषुयोधाः

श्रीભગવાન કહેછે.

છું ઉગ્ર, લોક ક્ષય કારિ કાળ, અહી થયો તે હણુવાજ હાલ,
વિનાજ તું સૌ મરશેજ આહીં, જેછે ઉભેલા પ્રતિ સૈન્યમાંહી. ૩૨

तस्मात्त्वमुत्तिष्ठ यशोलभस्व जित्वाशत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताःपूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३

માટે ઉઠી તું યશનેજ પામ, શત્રુ જિતી ભોગવ રાજ્ય સામ,
હણ્યાજછે પૂર્વથિ મેંજ આને, અર્જુન તું માત્ર નિમિત્ત થાને ૩૩

---

૧. મપાય નહીં એવા. ૨. બધા. ૩. તીવ્ર. ક્રૂર.

द्रोणंच भीष्मंच जयद्रथंच कर्णं तथाऽन्यानापियोधवीरान् ।
मयाहतांस्त्वंजहिमाव्यथिष्ठा युद्ध्यस्वजेतासिरणेसपत्नान् ।

આ દ્રોણ ને જેદ્રથ ભીષ્મધીરો, કર્ણાદિ બીજા વળિ યુદ્ધવીરો,
હણ્યાછ તેને દુખ મૂકિ જીત, જીતીશ શત્રૂ રણમાં અજીત. ૩૪.

॥ संजय उवाच ॥

एतच्छ्रुत्वा वचनं केशवस्य कृतांजलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाहकृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ३५

સંજય કહેછે.

એવી શુણી કેશવનીજ વાણી [1] કિરીટિ કંપી વળિ જોડિ [2] પાણી,
બોલ્યોજ મંદ સ્વરથી,નમીને, શ્રીકૃષ્ણ પ્રત્યે અતિ બીહન્યાને.૩૫

अर्जुन उवाच ॥

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानिदिशोद्रवंति सर्वेनमस्यंति च सिद्धसंघाः।३६

અર્જુન કહેછે.

છે યુક્ત, દેવા, તમ કીર્તને જે, રાજીજ પ્રેમી જગ આ બને તે,
બાપિળ જે રાક્ષસ ભાગિ જાય,સિદ્ધો બધાજે નમતાજ થાય.૩૬

कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोप्यादिकर्त्रे ।
अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥३७॥

---

૧. અર્જુન.   ૨. હાથ.

બ્રહ્માતણા છો ગુરૂ આદિ કર્તા, નમે નહિં તે તમનેજ ભર્ત્તા,
છો[1] સત્અસત્થીપર બ્રહ્મધામ, અનંત, દેવેશ, [2] જગન્નિવાસ.૩૭

त्वमादिदेवः पुरुषः पुराण स्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्ताऽसि वेद्यंच परंच धाम त्वया ततं विश्वमनंतरूप ॥३८

છો દેવ આદી પુરૂષઃ પુરાણ, આ વિશ્વના આપ પરં [3] નિધાન
છો [4] જ્ઞેય, [5] જ્ઞાતા [6] પરધામ આપ, વ્યાપી રયા વિશ્વ તમે અમાપ.

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमोनमस्तेऽस्तुसहस्त्रकृत्वः पुनश्चभूयोपिनमो नमस्ते।।३९॥

વરૂણ, [7] વા, અગ્નિ, શશી, યમ છો, પ્રજાપતી ને પ્રપિતામહ છો,
પ્રણામ છે મૂજ હજાર વાર, ફરી ફરી છે નમનો હજાર..૩૯.

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोस्तु ते सर्वत एव सर्व ।
अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोसिसर्वः ४०॥

પ્રણામ છે સન્મુખ ને પિઠથી, ચોફેરથી છે નમનો સુખેથી.
પરાક્રમી ને બળિ છો અનંત, વ્યાપી રયા સૌ, સહુ છો મહંત.૪૦

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानंतवेदं मयाप्रमादात्प्रणयेन वापि ॥४१॥

માની સખા આ મહિમા ન જાણી, કહીછમેં આ હઠથીજ વાણી,
હે કૃષ્ણ, હેયાદવ, હે સખાજે, [8] પ્રમાદથાતે, [9] પ્રણયેજ વાતે.૪૧

---

૧. વ્યક્ત અવ્યક્તથી. દૃશ્ય અદૃશ્યથી ૨. જગત્‌ને રેહેવાનું સ્થાન. ૩. લયસ્થાન. ૪. જાણવા લાયક. ૫. જાણનાર. સાક્ષી. ૬. પરંસ્વરૂપ. ૭. વાયુ. ૮. ગાફલતાથી. ૯. સ્નેહથી.

यच्चावहासार्थमसत्कृतोसि विहारशय्यासनभोजनेषु ।
एकोथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् । ४२।
ફરતાં, સુતાં ભોજન આસને જે, માઠું લગાડ્યું હસવાજને તે,
એકાંતમાં તેમ ૧ સમક્ષ સોજે,ક્ષમા કરો આપ અમાપ સોતે.૪૨
पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
नत्वत्समोस्त्यभ्यधिकःकुतोऽन्योलोकत्रयेप्यप्रतिमप्रभावः।४३।
તમેજછો આ જગનાજ બાપ, ગુરૂતણાછો ગુરૂ, પૂજ્ય આપ,
ત્રીલોકમાં છે નહિ કો સમાન,અધીકતો ક્યાંથિ ૨ નિરૂપમાન.૪૩
तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादयेत्वामहमीशमीड्यम् ।
पितेवपुत्रस्यसखेवसख्युः प्रियःप्रियायार्हसिदेवसोढुम्॥४४॥
માટેહરી, ૩ કાય નમાવિ હુંજ, પ્રસન્ન દેવા તમને કરૂંજ,
ક્ષમા કરો જેમ પતિઃપ્રિયાને,પિતા સુતોનેજ સખા સખાને.૪૪
अदृष्टपूर्वं हृषितोस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥ ४५॥
રાજી થયો પૂર્વે ૪ અદૃષ્ટ જોઇ,ભયે ચળેલું મન મૂજ મોહી,
માટે બતાવો હરિતે સ્વરૂપ, પ્રસન્ન થાઓ ૫ જગવાસરૂપ. ૪૫.
किरीटिनं गदिनं चक्रहस्त मिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६॥

૧. પાસે. ૨. ઉપમાં રહિત. ૩. શરીર. ૪. નહિ જોયેલું. ૫. જગતને રેહેવાનું સ્થાન.

ગદા તથા ચક્ર મુકૂટધારી, જોવા તમોને ઇચ્છું હું મુરારી,
માટેઅનો ભૂજ ચતુર્ભરૂપ, સહસ્ત્રબાહો [1] જગમૂર્તિરૂપ.૪૬.

श्रीभगवानुवाच ॥

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनंतमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७

श्रीભગવાન કહેછે.

પ્રસન્ન થૈમેં પરરૂપ આજે, યોગે બતાવ્યું તુજને, મહાતે,
તેજી, અતી,[2] વિશ્વતનૂ,અનાદિ,જોયેલનૈ કો તુજવીણ આદિ.૪૭

न वेदयज्ञाध्ययनैर्नदानै र्नच क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुंत्वदन्येन कुरुप्रवीर ॥ ४८

નવેદ યજ્ઞે નહિ દાનથીજ, ક્રિયા તથા ઉગ્ર તપેંનહીંજ,
હું શક્ય જોવા નરલોકમાંયે,તારાવિના અર્જુન કો બિજાયેં.૪૮

मा तेव्यथा माच विमूढभावो दृष्ट्वारूपं घोरमीदृङ्ममेदम् ।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेवमे रूपमिदं प्रपश्य ।४९।

આરૂપ મારું ભયકારિ જોઇ,થામા [3] વ્યથાવાન [4] વિમૂઢ મોહી,
પ્રસન્ન થૈ તું ભય મૂકિનેજ, ફરીથિ જો આ મુજરૂપ તેજ. ૪૯.

॥ संजय उवाच ॥

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकंरूपं दर्शयामास भूयः ।
आश्वासयामासचभीतमेनं भूत्वापुनः सौम्यवपुर्महात्मा। ५०।

---

૧. જગરૂપ મૂર્તિવાળા. ૨. વિશ્વરૂપ શરીરવાળા. ૩. પીડિત. ૪. મૂઢ.

### સંજય કહેછે.

હેવે કહી અર્જુનનેજ એમ, કરીબતાવ્યું નિજરૂપ તેમ,
થંડા કિધા તે બિહિનારનેજ, બની ફરી શાંત [1] વપુરૂપેંજ. ૫૦

### अर्जुन उवाच ॥

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकार्तिं गतः ॥ ५१ ॥

### અર્જુન કહેછે.

જોઇ શાંત આતમતણું, મનુષરૂપ નિરધાર,
થયો સચેતજ હું હવે, સ્વસ્થ ચિત પણસાર. ૫૧,

### श्रीभगवानुवाच ॥

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥ ५२ ॥

### શ્રીભગવાન કહેછે.

જોયું તેં આ રૂપ મુજ, દુર્લભ જોવા જેહ,
દેવો પણ એ રૂપનું, નિત દર્શન ઇચ્છેહ. ૫૨.

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ ५३ ॥

વેદ તપેં ને દાનથી, પૂજાથી પણ તેમ,
નહિ દેખાવા શક્ય હું, તેં જોયું છે જેમ. ૫૩.

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥

---

૧. શરીર.

પણ દેખાવા, તત્વથી, થવા પ્રવેશજ તેમ,
શક્ય જણાવા હુંજ છું, ભકિત અનન્યેં એમ. ૫૪.

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ॥
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ ५५ ॥

૧ મત્કર્મી ૨ મત્પરમ, મુજ ભક્ત સંગવિણ જેહ.
રહિત ૩ વૈર સૌ પ્રાણિમાં, પામે મુજને તેહ. ૫૫.

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विश्वरूप दर्शन योगोनामैकादशोऽध्यायः ॥ ११ ॥

---

૧. મારા આત્મસ્વરૂપની પ્રાપ્ત્યર્થે કર્મ કરનાર. ૨. મારૂં આત્મસ્વરૂપ છે પરમ ગતિ જેને. ૩. વેર. દ્વેષ.

## ॥ अथ द्वादशोऽध्यायः ॥

अर्जुन उवाच ॥

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥

અર્જુન કહેછે.

એમ ભક્ત નિત યુક્ત જે, તમને છે ભજનાર,
વળિ જે અક્ષર બ્રહ્મને, શ્રેષ્ટ યોગિ કો સાર. ૧.

श्रीभगवानुवाच ॥

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेता स्ते मे युक्ततमा मताः ॥ २ ॥

શ્રીભગવાન કહેછે.

ભજે [1] મને નિત યુક્ત જે, મન રાખી મુજમાંય,
પરમ શ્રધાથી યુક્ત તે, યોગી શ્રેષ્ટ મનાય. ૨.

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलंध्रुवम् ॥ ३ ॥

પણ [2] અચિંત્ય [3] કૂટસ્થ [4] ધ્રુવ, સ્થિર [5] અક્ષર [6] અવ્યક્ત,
[7] અવાચ્ય વ્યાપક બ્રહ્મને, ભજનારા જે ભક્ત ૩.

---

૧. મારાવિશ્વરૂપને. ૨. ચિંતનકરવા અશક્ય. ૩. માયાનો અધિષ્ઠાતા
૪. નિત્ય. ૫. નાશરહિત. ૬. રૂપાદિ રહિત. ૭. કહેવાને અશક્ય.

संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धय: ।
ते प्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥

કરિવશ ઇંદ્રિય [1] વૃંદને, સૌમાં સમ [2] ધીમાન,
[3] હિતેચ્છૂ સૌનાજ તે, પામે મુજને જાણ. ૪.

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥

તે અવ્યક્તે સક્તને, શ્રમ [4] અધીકતર થાય,
[5] દેહમાનિયે દુઃખથી, ગતિ અવ્યક્ત પમાય. ૫.

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥ ६ ॥

સર્વ કર્મ અર્પી મને, મત્પર જે રહેનાર,
ધર્તાં ધ્યાન ભજે મને, અનન્ય યોગેં સાર. ૬.

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

મુજમાં તત્પર તેમનો, [6] ઉદ્ધર્તા હું સાર,
મૃત્યુ યુક્ત સંસારથી, તરત બનું નિરધાર. ૭.

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अतऊर्ध्वं न संशय: ॥ ८ ॥

---

૧. સમૂહ. ૨. બુદ્ધિવાળા. ૩. હિત ઇચ્છનાર. ૪. વધારે. ૫. દેહાભિમાનિ. ૬. ઉધ્ધાર કરનાર.

માટે [1] મુજમાં રાખ મન, કર બુદ્ધી મુજમાંય,
રહેશે મુજમાં આ પછી, નહિ સંશય તેમાંય. ૮.

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥ ९ ॥

સ્થિર મન મુજમાં રાખવા, જો તું નહીં સમર્થ,
અભ્યાસ યોગે તો પછિ, કરજે યત્ન મુજર્થ. ૯.

अभ्यासेप्यसमर्थोसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥

કર તું કર્મ મુજર્થ જો, અભ્યાસે અસમર્થ,
પામશ સિદ્ધી એમ પણ, કર્તાં કર્મ મુજર્થ. ૧૦.

अथैतदप्यशक्तोसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥

એ કરવા અસમર્થ તો, કરિ આશ્રય [2] મદ્યોગ,
સાવધાન થૈ મૂકિ દે, સર્વ કર્મ ફળ જોગ. ૧૧.

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥ १२ ॥

[3] શ્રેય જ્ઞાન અભ્યાસથી, તેથી ધ્યાનજ શ્રેય,
ત્યાગ કર્મફળ તેથિ પછિ, શાંતિ તેથિ [4] કૌંતેય. ૧૨.

૧. મારાવિશ્વરૂપમાં. ૨. મારૂં વિશ્વરૂપજ છે શરણ જેમાં એવોયોગ. ૩. શ્રેષ્ઠ.
૪. અર્જુન.

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥

[1] અદ્વેષી સૌ ભૂતનો, મિત્ર કૃપાળૂ સાર,
ક્ષમાવાન સુખ્ખ દુઃખ્ખ સમ, [2] નિર્મમ [3] નિરહંકાર. ૧૩.

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः समे प्रियः ॥ १४ ॥

સંતોષી નિત યોગિ વળિ, વશમન નિશ્ચયવાન,
[4] મય્યર્પિત--મનબુદ્ધિ, તે, પ્રીય ભક્ત મુજ જાણ. ૧૪.

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः सच मे प्रियः ॥

જેથીલોક તપે નહીં, લોકોથી પણ જેહ,
ક્રોધ હર્ષ ભય તાપથી, મુક્ત પ્રીય મુજ તેહ. ૧૫.

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥

[5] ઉદાસીન, [6] શુચિ, [7] દક્ષ વળિ, [8] ગતવ્યથ [9] નિસ્પૃહ જેહ
ત્યાગિ સર્વ આરંભનો, પ્રીય ભક્ત મુજ તેહ. ૧૬.

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥ १७ ॥

---

૧. દ્વેષ વગરનો. ૨. મમતા રહિત. ૩. અહંકાર વગરનો. ૪. મારાં વિશ્વરૂપમાં અર્પણ કરીછે મનબુધ્ધિ જેણે. ૫. પક્ષપાત રહિત. ૬. પવિત્ર, ૭. ડાહ્યો કુશળ. ૮. મનની પીડા રહિત. ૯. ઈચ્છા વગરનો.

હર્ષે દ્વેષે નહિ, નહીં, શોચ ઇચ્છે જેહ,
શુભાશુભ મૂકીજ દે, ભક્તિમાન પ્રિય તેહ. ૧૭.

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥ १८ ॥

રહિત સંગ સમ જે વલી, [1] માનૂઅપમાને સાર,
શત્રુ મિત્ર, [2] શીતોષ્ણમાં, સુખ દુઃખે, નિરધાર. ૧૮.

तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥

સમ નિંદા સ્તુતિ, મૌનિ વલિ, સંતોષી સે જેહ,
રહિત વાસગૃહ સ્થિરમતી, ભક્તિમાન પ્રિય તેહ. ૧૯.

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०॥

આ અમૃતરૂપ ધર્મને, કહ્યું તેમ મુજ જેહ,
ભક્તો પાળે પ્રીતિથી, મુજ અતિ પ્રિય છે તેહ. ૨૦.

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायांयोगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे भक्तियोगोनाम द्वादशोऽध्यायः॥१२॥

---

૧. માન તથા અપમાન. ૨. શીત તથા ઉષ્ણ.

# ॥ अथ त्रयोदशोऽध्यायः ॥

श्रीभगवानुवाच ॥

इदं शरीरं कौंतेय क्षेत्रमित्याभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ १ ॥

શ્રીભગવાન કહેછે.

ક્ષેત્ર દેહ કહેવાય આ, એને જાણે જેય,
તેને જ્ઞાનીતો વદે, [1] ક્ષેત્રજ્ઞ: કૌં-તેય. ૧.

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥

સર્વ ક્ષેત્રમાં પાર્થ હું, ક્ષેત્રજ્ઞજ ઇમ જાણ,
એ બન્નેનું જ્ઞાન તે, મુજ મતથી છે જ્ઞાન. ૨.

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।
सच यो यत्प्रभावश्च तत्समासेन मेशृणु ॥ ३ ॥

તેજ ક્ષેત્ર, જેવુંજ, જે, વિકારિ ને થાનાર,
શક્તિયુક્ત ક્ષેત્રજ્ઞ તે, શુણ સંક્ષેપે સાર. ૩.

---

૧. ક્ષેત્રને જાણનાર.

ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥

ગાયું એ ઋષિયેંજ બહુ, ૧ છંદે વિવિધ પ્રકાર,
૨ બ્રહ્મસૂત્ર નિશ્ચિત પદે, યુક્તિયેં નિરધાર. ૪.

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इंद्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ॥ ५ ॥

૩ મહાભૂત અહંકાર વળિ, બુદ્ધી માયા સાર,
૪ દશ-ઇંદ્રીયો એક મન, ૫ વિષય-પંચ વળિધાર૫.

इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ६ ॥

સુખ દુખ, ઇચ્છા, દ્વેષ, ને, ૬ ધૃતિ, ૭ મનવૃત્તિ, શરીર,
સૌ મળિ વિકારિ ક્ષેત્ર એ, કયું સંક્ષેપેં વીર. ૬.

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥

૮ ક્ષાંતિ, અદંભ, ૯ અમાનિતા, ૧૦ શૌચ, ૧૧ સરળતા, સાર,
૧૨ સ્થૈર્ય, અહિંસા, ૧૩ દેહવશ, ૧૪ ગુરૂસેવા નિરધાર. ૭.

---

૧. વેદમાં ૨. વેદાંતસૂત્ર. ૩. પાંચ મહાભૂત. ૪. પાંચ કર્મેંદ્રિય અને પાંચ જ્ઞાનેંદ્રિય. ૫. શબ્દાદિ પાંચ વિષય. ૬. ધૈર્ય. ૭. મનની વૃત્તિ ૮. ક્ષમા. ૯. પોતાના વખાણ નકરવાતે. ૧૦. પવિત્રતા. ૧૧. સરળપણું. ૧૨. સ્થિરતા. ૧૩. શરીર વશ્ય કરવું. ૧૪. બ્રહ્મવિદ્યા ઉપદેશકની સેવા.

इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥

વિષયોમાં વૈરાગ્ય વળિ, અનહંકારિ થવાય,
જન્મ, મૃત્યુ, વ્યાધી, જરા, દુખ જોવું તેમાંય. ૮.

असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥

[1] અસક્તિ, [2] અસંગપણું વલિ, પુત્ર [3] દાર ગૃહમાંય,
[4] ઇષ્ટ અનિષ્ટનિ પ્રાપ્તિમાં, સમચિત નિત રહેવાય. ૯.

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥

અનન્ય યોગે મુજવિષે, દૃઢ ભક્તી વળિ સોય,
જન [5] સમાજમાં પ્રીતિ નહિ, નિર્જન વાસુજ હોય. ૧૦.

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥

[6] દર્શન મોક્ષતણું વળી, નિત [7] અધ્યાત્મ-જ્ઞાન,
એ સૌ જ્ઞાન કહ્યુંજ છે, ઉલટું તે અજ્ઞાન. ૧૧.

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वामृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १२ ॥

---

૧. આસક્તિ રહિતપણું ૨. મનથી સંગ રહિતપણું. ૩. સ્ત્રી. ૪. ઇચ્છેલું.
૫. સમૂહ. ૬. મોક્ષના સાધનમાં પ્રવૃત્તિ. ૭. આત્મજ્ઞાન.

કહું હવે તે ૧ જ્ઞેય જે, જાણી મોક્ષ પમાય,
પરમ અનાદી બ્રહ્મ તે, ૨ સત્અસત્ નહિ કહેવાય. ૧૨.

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥

હસ્ત પાદ શિર આંખ ને, કાંનવાન ચોફેર,
વીંટિ રયૂં સૌને જ તે, મૂખ્યધાન સૌમેર. ૧૩.

सर्वेंद्रियगुणाभासं सर्वेंद्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १४ ॥

પ્રકાશિછ સૌ વિષયને, સર્વેંદ્રિય વર્જીત,
ગુણ ભોક્તા વલિ સર્વ ૩ ભૃત, નિર્ગુણ સંગ રહીત. ૧૪.

बहिरंतश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत् ॥ १५ ॥

૪ બહિ ૫ અંતર છે ભૂતમાં, સર્વ ૬ ચરાચર તેહ,
સૂક્ષ્મપણાથિ જણાય નહિ, પાસે દૂર જ એહ. ૧૫.

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥

---

૧. જાણવા લાયક. ૨. દૃશ્ય તથા અદૃશ્ય. ૩. આધાર. ૪. બહાર. ૫. અંદર. ૬. ચર જંગમ અને અચર સ્થાવર.

અભિન્ન છે [૧] ભૂતો વિશે, [૨] ભિન્ન પેઠ રહેનાર,
પોષક તે ભૂતો તણો, ઉત્પતિ લય કરનાર. ૧૬.

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥ १७ ॥

[૩] જ્યોતીમાં તે જ્યોતિ છે, [૪] તમથી પર કહેવાય,
[૫] જ્ઞાનગમ્ય, જ્ઞેય, જ્ઞાન એ, રહેલ છે સૌમાંય. ૧૭.

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १८ ॥

કહ્યાં એમ સંક્ષેપથી, ક્ષેત્ર, જ્ઞાન ને જ્ઞેય,
થાય યોગ્ય મુજ ભાવને, જાણી ભક્તો એય. ૧૮.

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥ १९ ॥

[૬] પ્રકૃતિ [૭] પુરૂષ, એ બેયને, પાર્થ અનાદી જાણ,
થાય વિકાર ગુણાદિ સૌ, પ્રકૃતીથી, તું માન. ૧૯.

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥

ક્રિયા કાર્ય કારણતણી, પ્રકૃતીથી, કહેવાય,
સુખ દુઃખ ભોગવવા વિશે, કારણ પુરૂષ [૮] વદાય. ૨૦.

---

૧. પ્રાણીમાત્ર. ૨. જુદો. ૩. પ્રકાશકવસ્તુ. ૪. અજ્ઞાન અંધારૂં. ૫. જ્ઞાનેકરી જાણવા-શક્ય. ૬. ક્ષેત્ર. જડ પદાર્થ. ૭. ક્ષેત્રજ્ઞ. ચૈતન્યસ્વરૂપ. ૮. કહેવાય.

पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥

પુરૂષ ભોગવે પ્રકૃતિ ગુણ, પ્રકૃતીમાં રહિ [1] અંગ,
એના [2] સદ્અસદ્ જન્મમાં, કારણગુણનો સંગ. ૨૧.

उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेस्मिन्पुरुषः परः ॥ २२ ॥

પુરૂષ કહ્યો આ દેહમાં, પર પરમાત્મા જાણ,
[3] દૃષ્ટા, [4] અનુમંતા વળી, [5] ભર્તા [6] ભોક્તા, મહાન. ૨૨.

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोपि न स भूयोऽभिजायते ॥ २३ ॥

જાણે એમ પુરૂષને, પ્રકૃતીને ગુણયુક્ત,
વર્તતાંજ સૌ રીત, તે, જન્મે નહિ ફરિ, જુક્ત. ૨૩.

ध्यानेनात्मनि पश्यंति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २४ ॥

કોઇક મનથી આત્મને, નિજમાં ધ્યાને જોય,
સાંખ્ય યોગથી અન્ય વલિ, કર્મયોગથી કોય. ૨૪.

अन्ये त्वेवमजानंतः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥

---

૧. અર્જુનનો સંબોધન છે. ૨. સદ્ દેવ મનુષ્યાદિ તથા અસદ્ પશુપક્ષ્યાદિ. ૩. જોનાર. ૪. અપ્રવૃત્ત છતાં પ્રવૃત્તની પેઠે દેખાનાર. ૫. ધારણ કરનાર. ૬. પાળન કરનાર.

ઉપાસે સુણિને અન્યથિ, એથિ અજાણ્યા જેહ,
તરી જાય સંસારને, શ્રવણ [1] પરાયણ તેહ. ૨૫.

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥

સ્થાવર જંગમ વસ્તુજે, ઉપજે ભારત વીર,
[2] ક્ષેત્ર [3] ક્ષત્રિના યોગથી, થાય, જાણતે, ધીર. ૨૬.

समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यंतं यः पश्यति स पश्यति ॥ २७ ॥

આ નાશી ભૂતો વિશે, અવિનાશી, સમ, જેહ,
પરમ ઈશ, તેનેજ જે, જાણે જાણે તેહ. ૨૭.

समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् ।२८

ઈશ સ્થિત સમ સર્વમાં, જોતાં તેને [4] સમ,
નહણે પોતે આત્મને, પામે તે પરબ્રહ્મ. ૨૮.

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥

[5] ક્રીયમાણ કર્મોજ સૌ, થાય પ્રકૃતિથી એમ,
જાણે જે, તે આત્મને, જુએ અકર્તા તેમ. ૨૯.

---

૧. તત્પર ૨. જડ પદાર્થ. પ્રકૃતિ. ૩. ક્ષેત્રને જાણનાર આત્મા
૪. સમાન. ૫. કરાતા.

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥

[1] પૃથગ્ભાવ ભૂતો તણો, [2] યદા એકમાં જોય,
વિસ્તારજ પણ તેથકી, [3] તદા બ્રહ્મ તે હોય ૩૦.

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोपि कौंतेय न करोति न लिप्यते ॥ ३१ ॥

અનાદિ નિર્ગુણ, તેથિ આ, પરમાત્મા અવિકારિ.
ન કરે નહિ લેપાય એ, રહિ [4] વપુમાં, [5] ધનુર્ધારિ. ૩૧.

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३२ ॥

[6] સૂક્ષ્મપણાથી [7] સર્વગત, [8] નભ લેપાય ન જેમ,
રહિ સૌ વપુમાં આત્મપણ, નહિ લેપાયજ તેમ. ૩૨.

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥

જેમ [9] સકળ આ લોકને, [10] પ્રકાશિછ રવિ એક,
તેમ ક્ષેત્રિ સૌ ક્ષેત્રને, પ્રકાશ આપે છેક. ૩૩.

---

૧. જુદાપણું. ૨. જ્યારે. ૩. ત્યારે. ૪. શરીર. ૫. ધનુષધરનાર. અર્જુનનો સંબોધન છે. ૬. બારીકપણાથી. ૭. સર્વમાં રહેલ. ૮. આકાશ. ૯. બધા. ૧૦. પ્રકાશ કરેછે.

क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥ ३४ ॥

ક્ષેત્ર ક્ષેત્રિનો ભેદ એ, [1] પ્રકૃતિમોક્ષ વલિ જેહ,
જ્ઞાન [2] ચક્ષુથી જોય જે, પર પદ પામે તેહ. ૩૪.

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञविभागयोगो नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

---

૧. કહેલી પ્રકૃતિથી મોક્ષ. ૨. નેત્ર.

# ॥ अथ चतुर्दशोऽध्यायः ॥

श्रीभगवानुवाच ॥

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥

**શ્રીભગવાન કેહેછે.**

કહૂં ફરી પર જ્ઞાન એ, જ્ઞાનોમાં ઉત્તમ,
જે જાણી [1] અહિંથી બધા, મુનિ પામ્યા પરબ્રહ્મ. ૧.

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेपि नोपजायंते प्रलये न व्यथंति च ॥ २ ॥

કરિ આશ્રય આ જ્ઞાનનો, બનિ મુજરૂપેં સાર,
સૃષ્ટિ સમય નહિ થાય તે, પ્રલયે નહિ [2] વ્યથનાર. ૨.

मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥ ३ ॥

[3] મહત.[4] બ્રહ્મ મુજ યોનિમાં, રાખું ગર્ભ હું સાર,
ઉત્પતિ સૌ ભૂતો તણી, થાય તેથિ નિરધાર. ૩.

सर्वयोनिषु कौंतेय मूर्त्तयः संभवंति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥

---

૧. આશરીર છોડીને. ૨. પીડાપામનાર. ૩. મોટી. ૪. પ્રકૃતિ. માયા.

સર્વ યોનિમાં કુંતિસુત, ઉપજે જે આકાર,
પ્રકૃતિ યોનિ મહા તેનિ, હું, પિતા ૧ બીજ-પ્રદ, ધાર. ૪.

सत्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥

સત્વ રજો, તમ, ગુણ એ, પ્રકૃતીથી થાનાર,
વપુમાં અવ્યય * દેહિને, છે ૨ યોજી દેનાર. ૫.

तत्र सत्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥ ६ ॥

નિર્મલતાથિ સત્વતો, શાંત, પ્રકાશક સાર,
૩ અનઘ, જ્ઞાન સુખ સંગમાં, જોડેછે નિરધાર. ૬.

रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।
तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥ ७ ॥

કારણ, તૃષ્ણા સંગનું, ૪ રાગવાન ૫ રજ જાણ,
કર્મસંગમાં દેહિને, જોડેછે ધ્રુમ માન. ૭.

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥

૬ મોહજનક સૌ દેહિને, ૭ તમ ૮ અજ્ઞાને જાણ,
આળસ ઊંઘ ૯ પ્રમાદમાં, જોડેછે તે માન. ૮.

---

૧. બીજવાવનાર. * આત્મા. ૨. જોડી દેનાર. ૩. નિષ્પાપ અર્જુનનો સંબોધન છે. ૪. પ્રીતિ માન. ૫. રજોગુણ. ૬. મોહ કરનાર. ૭. તમોગુણ. ૮. અજ્ઞાનથી થયેલ. ૯. ગાફળતા

सत्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥

સુખમાં જોડે [1] સત્વ વળિ, રજ કર્મોમાં માન,
[2] પ્રમાદાદિમાં તમ [3] તથા, જોડે ઢાંકી જ્ઞાન. ૯.

रजस्तमश्चाभिभूय सत्वं भवति भारत ।
रजः सत्वं तमश्चैव तमः सत्वं रजस्तथा ॥ १० ॥

પાર્થ થાયછે સત્વગુણ, રજ તમ ગૂણ હટાડિ,
તેમ [4] સત્વ તમનેજ [5] રજ, [6] તમ રજ સત્વજ પાડિ.૧૦.

सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्वमित्युत ॥ ११ ॥

આ વપુના સૌ દ્વારમાં, પ્રકાશરૂપજ જ્ઞાન,
થાય તદા ઇમ જાણવું, વધિલ સત્વ સુજાણ. ૧૧.

लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥

પ્રવૃતિ લોભ ઇચ્છા વલી, [7] નહિશમ, [8] કર્મારંભ,
રજ વધતાં એ થાય છે, ભરતવંશના સ્તંભ. ૧૨.

---

૧. સત્વગુણ. ૨. પ્રમાદ, આળસને ઉંઘ. ૩. તે પ્રમાણે.. ૪. સત્વ તથા તમો ગુણને. હટાડિ ઉપરથી લેવું ૫. રજોગુણ થાય છે. ઉપરથી લેવું. ૬. તમોગુણ, થાય છે. ઉપરથી લેવું. ૭. સંકલ્પ વિકલ્પનું નહિ ટળવું ૮. કર્મોનો આરંભ.

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायंते विवृद्धे कुरुनंदन ॥ १३ ॥

૧ અપ્રવૃતી અવિવેક વલિ, પ્રમાદ મોહ પણ સાર,
તમ વધતાં એ થાય છે, નિશ્ચય પાંડુ કુમાર. ૧૩.

यदा सत्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रातिपद्यते ॥ १४ ॥

સત્વ વધેલું હોય ને, મરે જીવ જો સાર,
૨ ઉત્તમવિદ શુધ લોકને, તો પામે નિરધાર. ૧૪.

रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥

૩ કર્મસંગિમાં જન્મ લે, મરેજ જો રજમાંય,
તમ વધતાંમાં જો મરે, ૪ મઢયોનિમાં થાય. ૧૫.

कर्मणः सुकृतस्याहुः सात्विकं निर्मलं फलम् ।
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥

કહે છે સાત્વિક કર્મનું, સુખ નિર્મલ ફલ, માન,
રાજસનું ફલ દુઃખ વલિ, તામસનું અજ્ઞાન. ૧૬.

सत्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥

---

૧. પ્રવૃતિ નહિ. ૨. સગુણ બ્રહ્મને જાણનારાના. ૩. કર્મમાં આસક્તિવાલા મનુષ્યોમાં. ૪. પશ્વાદિ-યોનિ.

રજથી લોભજ થાયછે, થાય સત્વથી જ્ઞાન,
તમો ગુણથી થાયછે, પ્રમાદ, મોહ, અજ્ઞાન. ૧૭.

ऊर्ध्वं गच्छंति सत्वस्था मध्ये तिष्ठंति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥ १८ ॥

૧ ઉચ્ચગતિ પામે સાત્વિકો, ૨ મધ્યગતિ રાજસ લોક,
તામસ જન પામેજ છે, ૩ નીચગતી જે ફોક. ૧૮.

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्याति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छाति ॥ १९ ॥

કર્તા ગુણથી અન્ય નહિ, જ્યારે ૪ દ્રષ્ટા જોય,
૫ જાણે ગુણથી ૬ પર તદા, મુજ રૂપે તે હોય. ૧૯.

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोमृतमश्नुते ॥ २० ॥

૭ દેહબીજ ત્રણ ગુણ એ, ઉલ્લંઘી થૈ મુક્ત,
મૃત્યુ જરા દુખ જન્મથી, પામે જીવ ૮ અમૃત. ૨૦.

अर्जुन उवाच ॥

कैर्लिंगैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानातिवर्तते ॥ २१ ॥

---

૧. ઉંચીગતિ. ૨. વચલીગતિ. ૩. હળકીગતિ. ૪. જોનાર. આત્મા.
૫. પોતાને જાણે ૬. શ્રેષ્ટ. ૭. દેહની ઉત્પત્તિના કારણ. ૮. મોક્ષ.

### અર્જુન કહેછે.

૧ ત્રિગુણાતીત તણાજ તો, શું લક્ષણ આચાર,
ઉલ્લંઘે ત્રણ ગુણને, કેમ તે પ્રભુ સાર. ૨૧.

### श्रीभगवानुवाच ॥

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥ २२ ॥

### શ્રીભગવાન કહેછે.

૨ પ્રકાશ ૩ પ્રવૃત્તિ ને ૪ મોહનિ, પ્રવૃતિ નિવૃતિ નિરધાર,
થાતાં દ્વૂપે નહિ, નહીં, ઇચ્છે, પાંડુ કુમાર. ૨૨.

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तंत इत्येवं योऽवतिष्ठति नेंगते ॥ २३ ॥

ઉદાસીનનો પેઠ રહિ, ગુણથિ ચલિત નહિ જેહ,
વર્ત્તે ગુણ, ઇમ જાણિને, મોન અચલ થૈ રેહ. ૨૩.

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥ २४ ॥

સમ સુખ દુખ, ને સ્વસ્થ, સમ, ૫ કાંચન પથ્થર ધૂલ,
પ્રિય અપ્રિય સમ, ધીર વલિ, નિંદા સ્તુતિ સમતૂલ.૨૪.

---

૧. ત્રણે ગુણ ઉલ્લંઘી જનાર. ૨. સત્વગુણનું કાર્ય જ્ઞાન. ૩. રજોગુણનુ કાર્ય પ્રવૃતિ. ૪. તમો ગુણનું કાર્ય મોહ. ૫. સુવર્ણ

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥

માન-અપમાને સમ વળી, ૧ અરિ મિત્રે સમ જેહ,
ત્યાગિ સર્વ આરંભનો, ૨ ગુણાતીત છે તેહ. ૨૫.

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥

ભજેછ મુજને જે વળી, દૃઢ ભક્તીયેં સાર,
ઉલ્લંઘી ગુણ થાય તે, મોક્ષ યોગ્ય નિરધાર. ૨૬.

ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥ २७ ॥

૩ પ્રતિષ્ટા છું હું બ્રહ્મનિ, જે અવ્યય નિત રૂપ,
અખંડ સુખ અમૃત વળી, છે જે ધર્મ સ્વરૂપ. ૨૭.

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे गुणत्रयविभागयोगो नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

૧. શત્રુ. ૨. ગુણને ઉલ્લંઘન કરનાર. ૩. બ્રહ્મની સ્થિતિ અર્થાત્ બ્રહ્મરૂપજ.

# ॥ अथ पंचदशोऽध्यायः ॥

---

श्रीभगवानुवाच ॥

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥

श्रीभगवांन कहेछे.

१ मूल २ ऊंचूं ३ शाखा ४ निचि, ५ नाशि ६ अनाशी केह.
७ वेदपान, जाणेज ए, ८ वृक्ष ९ वेदविद तेह. १.

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च मुलान्यनुसंततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥२॥

१० ऊंचे ११ निचे १२ विस्तरि एनि १३ डाळो, वध्या १४ गुणेथी
१५ विषयप्रवालो,
नीचे ऊचे १६ मूल १७ प्रविश्ट छे र, आ लोकमां कर्म विशेज
प्रेरे. २.

---

१ थड. बीज. २. माया विशिष्ट ब्रह्म. सर्वे तम होवाथी ऊंचूं. ३. अहंकार तथा पंच महाभूतादिरूप शाखा. ४. प्रकृति थकी पछी होवाथी नीची. ५. आवती काळे हशे के नहिं, एनो निश्चय नथी माटे अश्वत्थ एटले नाशी. ६. घणा काळथी चालतो आवेछे माटे अनाशि. ७. वेदरूप पान. ८. संसाररूप वृक्ष. ९. वेदने जाणनार. १०. मनुष्यथी ब्रह्मा पर्यंत. ११. मनुष्यथी स्थावर पर्यंत. १२. विस्तार पामी. १३. पुण्यपापना फळरूप देहरूप डालो. १४. सत्व, रज ने तमोगुणना विकारथी. १५. शब्दादि विषयरूप कुंपर. १६. विषय वासना. कर्मवासना. १७. व्याप्त. प्रवेश थयेल.

न रूपमस्येह तथोपलभ्यते नांतो न चादिर्न च संप्रतिष्टा ।
अश्वत्थमेनं सुविरूढमूल मसंगशस्त्रेण दृढेन छित्वा ॥ ३ ॥

એનું અહીં રૂપ નહીં જણાય, ૧ આદ્યંત તેમ ૨ સ્થિતિને ૩ કળાય,
મઘું ૪ તરૂ એ દૃઢ છેજ માટે, ૫ અસંગશસ્ત્રે અહિ છેદિ ધારે. ૩.

ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तंति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिःप्रसृतापुराणी ॥ ४ ॥

જાણીજ લેવું પછિ તેજ ૬ ધામ, જેમાં ગયેલા નફરેજ આમ,
જેથી થઇ આ ૭ પ્રવૃતિઃ ૮ પુરાણી, તે આદિને શર્ણ્યું એમ જાણી. ૪.

निर्मानमोहाजितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै र्गच्छंत्यमूढाःपदमव्ययं तत् ॥५॥

૯ અમઢ ને દુઃખ સુખેંજ મુક્ત, ૧૦ અધ્યાત્મિ ને ૧૧ કામ થકી ૧૨ વિમુક્ત,
૧૩ નિર્માન મોહી, ૧૪ જિત સંગ જેઓ, પામે અનાશી પદનેજ તેઓ. ૫.

---

૧. આદિ અને અંત. ૨. વર્તમાન સ્થિતિ, ૩. જણાય. ૪. સંસારરૂપ વૃક્ષ. ૫. મનથી અસક્ત રેહેવારૂપ શસ્ત્ર. ૬. સ્વરૂપ. ૭. સંસારની પ્રવૃત્તિ. ૮. ઘણાકાળથી ચાલતી આવેલ. ૯. બ્રહ્મવિદ્યા વિવેકી. ૧૦. જ્ઞાની. ૧૧ ઇચ્છાથી. ૧૨. મુકાયલો. ૧૩. માનમોહ રહિત. ૧૪. જીતેલ.

न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।
यद्गत्वा न निवर्त्तंते तद्धाम परमं मम ॥ ६ ॥

સૂર્ય ચંદ્ર અગ્ની નહીં, તેને કરે પ્રકાશ,
જ્યાં જે ફરિ આવે નહિ, તેજ ધામ મુજ ખાસ. ૬.

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कषात ॥ ७ ॥

મુજ અંશ થે જીવ નિત, ઇંદ્રિય મનને સાર,
પ્રકૃતિ થકી, આ લોકમાં, ખેંચે છે નિરધાર. ૭.

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥ ८ ॥

પામે જીવ શરીરને, મૂકે, જ્યારે તેમ,
લૈ ઇંદ્રીયો જાય, [1] વા, ગંધ સ્થલથી જેમ. ૮.

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसवत ॥ ९ ॥

કાન આંખ ને ચામડી, જીભ, નાક, મન જેહ,
ફરિ આશ્રય તે સર્વનો, વિષય ભોગવં [2] એહ. ૯.

उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥ १० ॥

---

૧. વાયુ. ૨. આત્મા.

જાય, રહે ને ભોગવે, વળિ છે એ ગુણ જુક્ત,
દેખે એને મૂઢ નહિ, દેખે જ્ઞાની મુક્ત. ૧૦.

यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।
यतंतोप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥ ११ ॥

દેખે એને નિજ વિશે, યોગી ઉદ્યોગીજ,
મંદ મૂઢ દેખે નહીં, કરતાં પણ તજવીજ. ૧૧.

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ १२ ॥

પ્રકાશિચ્છ સૌ જગતને, સૂર્યતેજ પણ જેહ,
१ ચંદ્રાગ્નીમાં જે વલી, જાણ તેજ મુજ તેહ. ૧૨.

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥१३

ધરૂ બળથી હું ભૂત સૌ, રહિ પૃથ્વીમાં જાણ,
પોષું ઓષધિ સર્વ હું, ચંદ્ર બની રસવાન. ૧૩.

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥

२ ચાર અન્ન પકવું જ છું, પ્રાણ અપાન સહીત,
થૈને જઠરાગ્નીજ હું, પ્રાણિ દેહ આશ્રીત. ૧૪.

---

૧. ચંદ્ર અને અગ્નિમાં. ૨. ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય.

सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम् ॥१५॥

છું હું બધાના હૃદયો વિષેજ, હુંથી સ્મૃતી જ્ઞાન થઈ ટળેજ,
છું [1] વેદ્ય હું ત્યાં [2] નિગમેજ સાર, [3] વેદાંત કૃત્વેદજ જાણનાર.

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥

આ બે પુરૂષજ લોકમાં, ક્ષર અક્ષર કહેવાય,,
છે [4] અક્ષર [5] કૂટસ્થને, [6] ક્ષર સૌ [7] ભૂત વદાય. ૧૬.

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥

પુરૂષ અન્ય અવ્યય ઉતમ, પરમાત્મા પરમેશ,
પાળે જે ત્રણ લોકને, તેમાં કરી પ્રવેશ. ૧૭.

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥

ઉલ્લંઘ્યો ક્ષરને વળી, અક્ષરથી ઉત્તમ,
લોક વેદમાં તેથિ છું, પ્રસિદ્ધ [8] પુરૂષોત્તમ. ૧૮.

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

---

૧. જાણવા લાયક. ૨. વેદ. ૩. વેદાંત પ્રવર્તક. ૪. અવિનાશી. ૫. મૂલ પ્રકૃતિ. માયા. ૬. નાશવંત. ૭. સ્થાવર જંગમ. ૮. મૂલ પ્રકૃતિ પર માયાથી પર પરમાત્મા.

પુરૂષોત્તમ મુજનેજ એમ, અમૂઢ જાણે જેહ.
સર્વ ભાવથી મૂજને, ભજે સર્વ ૧ વિદ તેહ. ૧૯.

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ।
एतद्बुध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥

કહ્યું ૨ અનઘ, મેં શાસ્ત્ર આ, ગુપ્ત અતી નિરધાર,
થાય જાણિ એ બુદ્ધિમત, ૩ કૃતકૃત્ય પણ સાર. ૨૦.

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायांयोगशास्त्रे श्रीकृष्णार्जुनसं० पुरूषोत्तमयोगोनाम पंचदशोऽध्याय:१५।

---

૧. જાણનાર. ૨. નિષ્પાપ. ૩. કરવું છે કરવા લાયક જેણે એવો.

# ॥ अथ षोडशोऽध्यायः ॥



श्रीभगवानुवाच ॥

अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥

શ્રીભગવાન કહેછે.

અભય ચિત્ત શુદ્ધી વળી, જ્ઞાનયોગમાં સ્થીતિ,
યજ્ઞ દાન દમ સરળતા, ૧ બ્રહ્મયજ્ઞ તપરીતિ. ૧.

अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥

૨ ત્યાગ અહિંસા શાંતિ ૩ સત, અરીસ અચાડિ સેજ,
૪ અચપલતા ૫ મૃદુતા લજા, અલોભ કૃપા ભૂતેજ. ૨.

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

૬ અમાનિતા અદ્રોહ ધૃતિ, ક્ષમા તેજ ૭ શુચ્યયોગ,
થાયછ તેને હોય જે, સંપદ દેવી જોગ. ૩.

दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥

---

૧. વેદાભ્યાસ. ૨. ઉદારતા. ૩. સત્ય. ૪. વૃથા ચંચલાઈ નહિ.
૫. મનની કોમળતા. ૬. પોતાની બડાઈ ન કરવા પણું. ૭. પવિત્રતા.

[1] દંભ [2] દર્પ અભિમાન વિશ, ક્રોધ કઠોરતા અજ્ઞાન,
થાયછ તેને હોય જે, અસુરી સંપતવાન. ૪.

दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोसि पांडव ॥ ५ ॥

[3] બંધનાર્થ અસુરી કહી, દૈવી તો મોક્ષાર્થ,
દૈવિ અર્થ જન્મ્યોછ તું, શોચ્ય કરિશ નહિ પાર્થ. ૫.

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥ ६ ॥

બેજ સૃષ્ટિ આ લોકમાં, દૈવિ આસુરી સાર,
કહિ દૈવી વિસ્તારથી, આસુરિ મુજથી ધાર. ૬.

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ७ ॥

આસુરિ જન જાણે નહિ, પ્રવૃતિ નિવૃતિ નિરધાર,
વળિ તેઓમાં હોય નહિ, [4] શાચ સત્ય [5] આચાર. ૭.

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

વદે [6] અનીશ્વર તે જગત, [7] મૈથુનથી થાનાર,
[8] સત્ય [9] પ્રતિષ્ટા વિણ વલી, [10] કામહેતુમત સાર. ૮.

---

૧. પોતામાં સદ્ગુણ ન છતાં તે બતાવવાનો દોલ ધાળવો. ૨. ધનવિદ્યા નિમિત્ત ચિત્તનું ઉન્મત્ત પણું. ૩. બંધન માટે. ૪. શાસ્ત્રે કહેલ બાહ્ય તથા અંદરની પવિત્રતા. ૫. શાસ્ત્રે કહેલ આચાર ૬. ઇશ્વર વિનાનું. ૭. પંચમહાભૂતોના પરસ્પર સંયોગથી. ૮. વેદોક્ત ધર્મનું સત્યપણું. ૯. ધર્માધર્મની વ્યવસ્થા. ૧૦. ઇચ્છારૂપ કારણવાળું.

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥

આશ્રી એ મત ભ્રષ્ટ જે, ૧જગઅરિ ૨અલ્પધિ સાર,
જગ ક્ષયાર્થે તે થાયછે, ઉગ્ર કર્મ કરનાર. ૯.

काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्त्तंतेऽशुचिव्रताः ॥ १० ॥

નિશ્ચય અશુભ કરિ મોહથિ, આશ્રિ કામ ૩દુષ્પૂર,
વર્ત્તે અશુચ વૃતીજ તે, દંભિ માનિ ૪મદપૂર. ૧૦.

चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥

મરણ લગી તે રહેછે, ૫ચિંતાગ્રસ્ત અપાર,
કામ ભોગ ૬પુરૂષાર્થ છે, નિશ્ચય એમ કરનાર. ૧૧.

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥

૭બદ્ધ ૮શતાશા જાળથી, કામ ક્રોધ આશ્રીત,
ભોગ અર્થ ઇચ્છેછે તે, અનીતિયે પણ ૯વીત. ૧૨.

इदमद्य मयालब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥

---

૧. જગના શત્રુ. ૨. મંદમતિ. ૩. દુઃખે કરી પુરાય એવા. ૪. ઉન્મત્ત. ૫. ચિંતાતુર. ૬. પરંધર્મ. ૭. બંધાયલા. ૮. સેંકડો આશા. ૯. ધન.

આજ મલી આ વસ્તુ, આ મેળવીશ પ્રિય કાજ,
ધન મારૂં આ છેજ, આ થાશે ફરિ તત્કાલ. ૧૩.

असौ मया हतःशत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥

મારયો મેં આ શત્રુ વલિ, મારિશ બીજા હું જ,
સિદ્ધ સુખી બળવાન હું, ઇશ્વર ભોગી છું જ. ૧૪.

आढ्योऽभिजनवानास्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥१५॥

છું કુલીન, ધનિ હું જ વલિ, મુજ સરખો કો છેહ,
દેશ યજ્ઞમાં, થૈશ ખુશિ, ઇમ અવિવેકી તેહ. ૧૫.

अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥ १६ ॥

ભ્રાંત બની બહુ ચિત્તથી, મોહ જાળે [1] આવૃત્ત,
પડે દુઃખરૂપ નરકમાં, કામભોગમાં સક્ત. ૧૬.

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजंते नाम यज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥ १७ ॥

તે અનમ્ર મનથી વડા, [2] વિત્તમાનમદ યુક્ત,
યજે [3] નામયજ્ઞ કરી, [4] અવિધિ દંભથી જુક્ત. ૧૭.

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः ॥ १८॥

---

૧ વિંટાયલો. ૨. ધનથી થયેલ માન તથા મદ. ૩. નામ માત્ર યજ્ઞ.
૪. વિધિ રહિત.

કામિ ક્રોધિ અહંકારિ બળિ, દર્પી નિંદક સાર,
તે, નિજ પર વપુમાંય, મુજ, છેજ દ્વેશ કરનાર. ૧૮.

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९॥

અશુભ દ્વેષી ક્રૂર તે, ૧ અધમોને નિરધાર,
અસુર યોનિમાં નિત્ય હું, નાખું આ સંસાર. ૧૯.

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥ २० ॥

જન્મ જન્મમાં મૂઢ તે, અસુર યોનિને પ્રાપ્ત,
પામે છે પછિ નીચ ગતિ, થૈ મુજને અપ્રાપ્ત. ૨૦.

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१॥

કામ ક્રોધ ને લોભ એ, નરક તણા ત્રણ દ્વાર,
નાશક આત્મતણાજ, એ, તજવા ત્રણ નિરધાર. ૨૧.

एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ २२ ॥

એ ત્રણ ૨ તમ દ્વારો થકી, મુક્ત બની, નિજ શ્રેય,
આચરે છે નર, પરગતી, પામે પછિ કૌંતેય. ૨૨.

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३॥

---

૧. નીચ. ૨. અજ્ઞાનરૂપ.

મૂકિ શાસ્ત્રવિધિ આચરે, કર્મ ઇછાથી જેહ,
પામે નહિ સુખ સિધ્ધિ વળિ, નહિ પરગતિ પણ તેહ. ૨૩.

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥

માટે [1]કાર્ય [2] અકાર્યમાં, છે તુજ શાસ્ત્ર પ્રમાણ,
જાણિ [3] શાસ્ત્ર વિધ કર્મ તું, કરવાં યોગ્ય સુજાણ. ૨૪.

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायांयोगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभागयोगो नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

---

૧. કરવા લાયક. ૨. ન કરવા લાયક. ૩. શાસ્ત્રે કહેલ.

# ॥ अथ सप्तदशोऽध्यायः ॥

अर्जुन उवाच ॥

ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयाऽन्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्वमाहो रजस्तमः ॥ १ ॥

અર્જુન કહેછે.

મૂકિ શાસ્રવિધિ કૃષ્ણ જે, યજેછ શ્રધ્ધાળુજ,
સત્વ તથા રજ, તમ વિશે, ૧નિષ્ઠા તેની શું જ. ૧.

श्रीभगवानुवाच ॥

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ २ ॥

શ્રીભગવાન કહેછે.

સ્વાભાવિક ત્રણ હોયછે, શ્રધ્ધા જીવોનીજ,
સાત્વિકિ, રાજસિ, તામસી, શુણ તે મુજ થકીજ. ૨.

सत्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥

સત્વ યુક્ત સૌની શ્રધા, પુરૂષ શ્રધામય જાણ,
જે, જે શ્રધ્ધાયુક્ત, તે, છે તે શ્રધ્ધાવાન. ૩.

---

૧. સ્થિતિ.

यजंते सात्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥ ४ ॥

યજે દેવને સાત્વિકો, રાજસ રાક્ષસ યક્ષ,
પ્રેત ભૂતને અન્ય વળિ, જે છે તામસ [1] લક્ષ. ૪.

अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ।
दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥

અશાસ્ત્રોપ ભયકારિ તપ, આચરેછ જન જેહ,
અહંકારિ દંભીજ ને, કામિ રાગિ બળિ તેહ. ૫.

कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवांतःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

કરતાં નિજ [2] વપુભૂત [3] કૃશ, મુજને પણ [4] કૃશ સાર,
અવિવેકી તેનેજ તું, અસુર નિશ્ચયી ધાર. ૬.

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥

સર્વ તણો પ્રિય અહાર પણ, ત્રણ પ્રકાર અર્જૂન,
તેમ યજ્ઞ તપ દાન, આ ભેદ તેમનો શૂણ. ૭.

आयुः सत्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याःस्निग्धाःस्थिराहृद्या आहाराःसात्विकप्रियाः ॥८॥

---

૧. લોક. જન. ૨. શરીરના પાંચ મહાભૂત. ૩. બારીક. દુબલા.
૪. મરણ ઉપરાંત આચરણ કરવારૂપ કૃશપણું.

[૧] આયુ [૨] સત્વ [૩] આરોગ્ય [૪] બળ, સુખ પ્રીતીકર અહાર,
[૫] સ્નિગ્ધ [૬] હૃદ્ય [૭] રસવાન [૮] સ્થિર, સાત્વિક પ્રિય નિરધાર. ૮.

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥

[૯] અમ્લ [૧૦] લવણ [૧૧] કટુ ઉષ્ણ, અતિ, [૧૨] તીક્ષ્ણ [૧૩] રૂક્ષ [૧૪] દાહકાર,
શોક રોગ દુખ દેછ એ, રાંજસને પ્રિય અહાર. ૯.

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥

દુર્ગંધ યુક્ત [૧૫] પ્રહરગત, [૧૬] ગતરસ [૧૭] વાસી અન્ન,
એઠું ને અપવિત્ર એ, તામસ પ્રિય ભોજન. ૧૦.

अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्विकः ॥ ११ ॥

યજવો, ઇમ મન સ્થિર કરી, [૧૮] નિષ્કામીયે જેહ,
યજાય શાસ્ત્રે [૧૯] વિહિત તો, સાત્વિક યજ્ઞજ તેહ. ૧૧.

अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥

---

૧. આયુષ. ૨. ઉત્સાહ. ૩. રોગ રહિત પણુ. ૪. શક્તિ. ૫. સ્નેહ યુક્ત. ચિકણતાવાલું. ૬. મનોહર. ૭. મધુર રસવાલું. ૮. દેહમાં ઘણા-કાળ સુધી જેનું સાર રહેછે એવું. ૯. ખાટું. ૧૦. ખારૂં. ૧૧. કડવું. ૧૨. તીખું. ૧૩. તુરૂં. રૂખું. ૧૪. દાહ કરનાર. ૧૫. એક પહોર થઇ ગયેલ. ૧૬. રસ વિનાનું. ૧૭. આગલા દિવસનું રાંધેલું. ૧૮. ફળની ઇચ્છા વગરનાએ. ૧૯. કહેલ.

૧ ઉદ્દેશી ફલનેજ, જે, ભરતવંશમાં મહાન,
દંભાર્થેજ યજાય તે, રાજસ યજ્ઞજ જાણ. ૧૨.

विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥

અન્ન મંત્ર વિધિહીન વળિ, દક્ષીણા વિણ જેહ,
હોય શ્રદ્ધા વિણ તેહને, તામસ યજ્ઞજ કેહ. ૧૩.

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

દેવ દ્વિજ ૨ ગુરૂ ૩ પ્રાજ્ઞનું, પૂજન વળિ બ્રમચર્ય,
શૌચ અહિંસા નમ્રતા, શારિર તપ કહે ૪ વર્ય. ૧૪.

अनुद्वेगकरं वाक्यं सत्यंप्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङमयं तप उच्यते ॥ १५॥

અદુઃખકર હિતકારિ પ્રિય, વાક્યજ સત્ય ૫ વદાય,
વેદતણો અભ્યાસ, એ, વાણીતપ કહેવાય. ૧૫.

मनः प्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

મન નિર્મળ, અક્રૂરતા, મૌન ૬ આત્મવશ સાર,
અકપટતા, કહેવાય એ, માનસ તપ નિરધાર. ૧૬.

---

૧. મનથી ધારીને. ૨. બ્રહ્મવિદ્યા દેનાર અથવા માતા પિતાદિ વડીલ.
૩. જ્ઞાની. ૪. શ્રેષ્ઠ. અર્જુનનો સંબોધનછે. ૫. બોલાય. ૬. મન વશ્ય કરવો.

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकांक्षिभिर्युक्तैः सात्विकं परिचक्षते ॥ १७ ॥

[1] અકામી યુકત નરેં કરિ, તપ એ [2] ત્રિવિધ કરાય,
શ્રદ્ધા પરમ વડેજ તો, સાત્વિક તપ કહેવાય. ૧૭.

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥१८॥

પૂજા સત્કારાર્થ વલિ, માન અર્થ તપ જેહ,
કરાય દંભે, ક્ષણિક ચળ, રાજસ તપ કહે તેહ. ૧૮.

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

પીડી [3] પિંડ [4] દુરાગ્રહે, તપ જે પાર્થ કરાય,
પરના વિનાશ માટ વા, તામસ તપ કહેવાય. ૧૯.

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम् ।२०॥

દેશ કાળ ને પાત્રમાં, [5] અનુપકારિને જેહ,
દેવૂં, એમ અપાય છે, સાત્વિક દાનજ તેહ. ૨૦.

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥

---

૧. ફળની ઇચ્છા નહિ કરનાર. ૨. ત્રણ પ્રકારના. ૩. શરીર. ૪. કઠપી. ૫. ઉપકાર ન કરનારને.

૧ પ્રત્યુપકારાર્થેંજ વા, ઉદ્દેશી ફળ જેહ,
અપાય એદં યુક્ત, તે, રાજસ દાનજ કેહ. ૨૧.

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

દાન અદેશ અકાળમાં, અપાત્રનેજ અપાય,
આદર ને સત્કાર વિણ, તામસ તે કહેવાય. ૨૨,

ओं तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

૨ ઓંતત્સત, એ બ્રહ્મની, આજ્ઞા કહિ ત્રણ ભેદ,
નિર્મ્યા તેણે પ્રથમ તો, બ્રાહ્મણ યજ્ઞો વેદ. ૨૩.

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्त्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

માટે નિત બ્રહ્મવાદિની, ઓમ, ઉચ્ચરી થાય,
યજ્ઞ દાન તપની ક્રિયા, શાસ્ત્રે જેમ વદાય. ૨૪.

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः ॥ २५ ॥

ઉચ્ચરી તત્પદ છોડિ ફલ, મોક્ષેચ્છુયે સાર,
ક્રિયા યજ્ઞ તપ દાનની, કરાય વિવિધ પ્રકાર. ૨૫.

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥

---

૧. પાછો બદલો લેવા માટે. ૨. ત્રણે પદબ્રહ્મ વાચક છે.

૧ સાધુ તથા ૨ સદ્‌ભાવમાં, સત, એ પદ યોજાય,
તેમ માંગળિક કર્મમાં, સત અર્જુન જોડાય. ૨૬.

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७॥

યજ્ઞ તથા તપ દાનમાં, સ્થિતિ તે સત કહેવાય,
તે અર્થે જે કર્મ તે, સત, શબ્દેંજ વદાય. ૨૭.

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ नच तत्प्रेत्य नो इह ॥२८ ॥

હવન દાન તપ કૈં વળી, અશ્રદ્ધાયે થાય,
અસત, પાર્થ કહેવાય તે, ન ફળે અહિં ને ત્યાંય. ૨૮.

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायांयोगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः ॥ १७ ॥

---

૧. શ્રેષ્ઠ. ૨. હોવાપણું.

# ॥ अथाष्टादशोऽध्यायः ॥

अर्जुन उवाच ॥

संन्यासस्य महाबाहो तत्वमिच्छामि वेदितुम ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १॥

અર્જુન પુછેછે.

૧ કેશિનિસૂદન જાણવા, ઇચ્છુ ભિન્ન, હૃષિકેશ,
તત્વ, ત્યાગ સન્યાસનું, મહાબાહુ પરમેશ. ૧.

श्रीभगवानुवाच ॥

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥२ ॥

શ્રીભગવાન કહેછે.

૨ કામ્ય કર્મના ત્યાગને, ૩ કવિ જાણે સંન્યાસ,
૪ નિપુણો કહેછે ત્યાગ, જે સર્વ કર્મફળ ૫ ન્યાસ. ૨.

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपः कर्म न त्याज्यामिति चापरे ॥ ३ ॥

બુદ્ધિમાન કો ઇમ કહે, કર્મ દોષવત ૬ ત્યાજ્ય,
યજ્ઞ દાન તપ કર્મને, અન્ય કહે અત્યાજ્ય. ૩.

---

૧. કેશી નામના દૈત્યને મારનાર. ૨. સકામ. ૩. વિદ્વાન. ૪. ડાહ્યા. પંડિત. ૫. મનથી ત્યાગ. ૬. ત્યાગ કરવા લાયક.

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥

નિશ્ચય મુજ, એ ત્યાગમાં, શ્રુણ તું ભારતધીર,
કહેલછે ત્રણ ભેદથી, ત્યાગજ, નરમાં વીર. ૪.

यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥

નહિ તજવાં, કરવાંજ એ, યજ્ઞ દાન તપ કર્મ,
બુદ્ધિમાનને એહ છે, ૧પાવન કર્તા ધર્મ. ૫.

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥

સંગ તથા ફલ મૂકિ એ, કર્મ ભરતસત્તમ,
આચરવાં ધમ છેજ મુજ, નિશ્ચિત મત ઉત્તમ. ૬.

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥

૨ નિયતકર્મનો ત્યાગ તો, યોગ્ય નહીં કહેવાય,
મોહથિ તેનો ત્યાગ, એ, તામસ ત્યાગ વદાય. ૭.

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥

૩ કાયકલેશના ભયથકી, ત્યજે કર્મ દુઃખ જાણિ,
રાજસ ત્યાગ કરી, ન તે, ફલને પામે પ્રાણિ. ૮.

૧, પવિત્ર. ૨. નિમેલા નિત્ય કર્મ. ૩. શરીરનો કલેશ.

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्विको मतः ॥९॥

નિયત કર્મ કરવાંજ કર્મ, અર્જુન કર્મ કરાય,
સંગ તથા ફલ મૂકિ, એ, સાત્વિક ત્યાગ મનાય. ૯.

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥

૧ દુઃખદ કર્મ દ્વેષે નહીં, કુશલે નહિ રંજેહ,
બુદ્ધિમાન સંશય રહિત, સાત્વિક ત્યાગી તેહ. ૧૦.

नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥

દેહધારિયે કર્મ સૌ, ત્યાગ કરી ન શકાય,
કર્મતણા ફળ ત્યાગિ જે, ત્યાગી તે કહેવાય. ૧૧.

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य नतु संन्यासिनां क्वचित् ॥ १२ ॥

૨ મિશ્રિત, ઇષ્ટ અનિષ્ટ, એ, ત્રિવિધ કર્મફળ થાય,
મરણ પછી અત્યાગિને, ત્યાગીને ન કદાય. ૧૨.

पंचैतानि महाबाहो कारणानि निबोध मे ।
सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३॥

સર્વ કર્મ સિદ્ધ્યર્થ તો, સાંખ્ય શાસ્ત્રમાં સાર,
કારણ પંચ કર્યાંજ આ, અર્જુન મુજથી ધાર. ૧૩.

---

૧. કંટાળો આપનાર. ૨. ઇષ્ટ અનિષ્ટથી મિશ્ર.

अधिष्ठानं तथा कर्त्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पंचमम् ॥ १४ ॥

જુદી જુદી ઇંદ્રિય વલી, દેહ તથા અહંકાર,
પ્રાણાદી [1] ચેષ્ટા [2] પૃથક, દૈવ પાંચમું સાર. ૧૪.

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥ १५ ॥

મન વાણી દેહે કરી, ધર્મ્ય અધર્મ્યજ જેહ,
કરે કર્મ નર, તે તણા, કારણ પંચજ એહ. ૧૫.

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥

એમ છતાં પણ જોય છે, [3] અકૃત બુદ્ધિથી જેહ,
કર્ત્તા [4] શુદ્ધાત્માજને, જુએ ન [5] દુર્મતિ તેહ. ૧૬.

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमांल्लोकान्न हंति न निबद्ध्यते ॥१७॥

અહંકૃતપણું જેને નહિ, જેનું ન મન લેપાય,
હણિ આ લોકોનેજ તે, ન હણે નહિ બંધાય. ૧૭.

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
करणं कर्म कर्त्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥

---

૧. વ્યાપાર. ૨. જુદી. ૩. સંસ્કાર નહિ પામેલી. શાસ્ત્ર જ્ઞાનથી રહિત. ૪. પવિત્ર આત્મા. ૪. દુષ્ટ બુદ્ધિવાળો.

જ્ઞેય જ્ઞાન જ્ઞાતાજ, ત્રણ, કર્મ પ્રેરણા એહ,
[1] કરણ [2] કર્મ કર્તાજ, એ, [3] કર્માશ્રય ત્રણ છેહ. ૧૮.

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥

જ્ઞાન કર્મ કર્તા વળી, ગુણ ભેદે ત્રણ પાર્થ,
સાંખ્ય શાસ્ત્રમાં એ કહ્યાં, શુણ તું તેજ યથાર્થ. ૧૯.

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ २० ॥

જેથિ જુદા સૌ ભૂતમાં, અજુદો અવ્યય ભાવ,
એકજ દેખે જાણ તે, સાત્વિક જ્ઞાનજ સાવ. ૨૦.

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥

[4] પૃથકપણે, સૌ ભૂતમાં, [5] પૃથગ્ભાવ બહુ સાર,
જાણે જેણે, પાર્થ તે, રાજસ જ્ઞાનજ ધાર. ૨૧.

यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

એક [6] કાર્યમાં માનિ સૌ, [7] સક્ત [8] હેતુ વિણ જેહ,
[9] તત્વ શૂન્ય ને [10] અલ્પ, કહ્યું, તામસ જ્ઞાનજ તેહ. ૨૨.

---

૧. સર્વ ઈંદ્રિય. ૨. કર્તાએ ઇચ્છેલું. ૩. કર્મ જેથી થાય છે. ૪. જુદાપણે. ૫. જુદોભાવ. ૬. બનાવેલા પદાર્થોમાં. ૭. આસક્ત. ૮. કારણ. ૯. બ્રહ્મજ્ઞાનથી શૂન્ય. ૧૦. તુચ્છ.

नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥

રાગ દ્વેષ સંગે રહિત, નિત્યજ કર્મ કરાય,
નિષ્કામીયે, પાર્થ જે, સાત્વિક તે કહેવાય. ૨૩.

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

સકામિ વા અંહકારિયે, કર્મ કરાયે જેહ,
બહુ [1] પ્રયાસથી યુક્ત, કહ્યું, રાજસ કર્મજ તેહ. ૨૪.

अनुबंधं क्षयं हिंसामनवेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म तत्तामसमुदाहृतम् ॥ २५ ॥

હિંસા ક્ષય સામર્થ્ય વળિ, ભાવી નહિ જોવાય,
મોહથિ આરંભાય તે, તામસ કર્મ વદાય. ૨૫,

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्त्ता सात्विक उच्यते ॥२६

મુક્ત સંગ, [2] ગર્વોક્તિ વિણ, ધૃતિ [3] ઉત્સાહે યુક્ત,
સિદ્ધિ અસિધ્ધીમાંજ સમ, કર્તા સાત્વિક [4] ઉક્ત. ૨૬.

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितःकर्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥

---

૧. મ્હેનત. ૨. અહુંકારવાલી વાણી. ૩. ઉદ્યમે. ૪. કહેલ છે.

કર્મ ૧ ફૂલેચ્છુ ૨ રાગિ વળિ, અશુદ્ધ હિંસક લોભિ,
હર્ષ શોકથી યુક્ત, કહે, રાજસ કર્ત્તા ૩ ક્ષોભિ. ૨૭.

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्त्ता तामस उच्यते ॥ २८॥

૪ નૈષ્કૃતિક, શઠ, આળસુ વળિ, ૫ પ્રાકૃત, ૬ સ્તબ્ધ ૭ અયુક્ત,
૮ દીર્ઘસૂત્રિ ને ખેદિ તે, કર્તા તામસ ઉક્ત. ૨૮.

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९॥

ગુણથી ધૃતિ ને બુદ્ધિનો, ભેદજ ત્રણ વિધ સાર,
કહું અશેષ વિવેકથી, અર્જુન તું ૯ ઉર ધાર. ૨૯.

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्विकी॥३०

પ્રવૃતિ નિવૃતિ ભય ને અભય, કાર્ય અકાર્યજ જેહ,
બંધ મોક્ષ જાણે વળી, સાત્વિક બુદ્ધી તેહ. ૩૦.

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥

જેણે ધર્મ અધર્મ વળિ, કાર્ય અકાર્ય યથાર્થ,
જાણે નહિ, તે બુદ્ધિ છે, રાજસિ બુધ્ધી પાર્થ. ૩૧.

---

૧. ફળની ઇચ્છા રાખનાર. ૨. પ્રીતિમાન. ૩. ક્ષોભ પામનાર. વિ-ક્ષિપ્ત. ૪. પારકાનુ અપમાન કરનાર. ૫. અવિવેકી. ૬. અનમ્ર. ૭. અ-સ્થિર. ૮. મનસુબી. ૯. હૃદય.

अधर्मं धर्ममिति या मन्यते तमसा वृता ।
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ ३२ ॥

ધર્મને પેઠ અધર્મ વળિ, ૧ વિપરીતજ સર્વાર્થ,
માને, ૨ તમ ૩ છાદીત તે, તામસિ બુધ્ધી પાર્થ. ૩૨.

धृत्या यया धारयते मनःप्राणेंद्रियक्रियाः
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्विकी ३३।

૪ યોગ ૫ અવ્યભિચારિણી, ૬ ધૃતિયેં પાર્થ કરાય,
ક્રિયા, પ્રાણ મન ઇંદ્રિયનિ, સાત્વિક ધૃતિ કહેવાય. ૩૩.

यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।
प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥ ३४ ॥

જેણે ધારણ થાવછે, ધર્મ અર્થ ને કામ,
પ્રસંગપર ફલ ૭ ઇચ્છુ જે, ધૃતિ તે રાજસિ નામ. ૩૪.

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥

૮ સ્વપ્ન શોક ભય દુઃખ વળિ, મદ પણ નહિ મૂકાય,
૯ દુષ્ટ બુદ્ધિયે જેથિ, તે, ધૃતિ તામસી મનાય. ૩૫.

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥ ३६ ॥

---

૧. ઉલટાં. ૨. અજ્ઞાને. ૩. ઢાંકેલ. ૪. ચિત્તની એકાગ્રતાવડે. ૫. નિશ્ચયવાળી. ૬. ધૈર્યે કરી. ૭. ઇચ્છનાર. ૮. નિદ્રા. ૯. ખરાબ બુદ્ધિવાળા પુરૂષે.

અર્જુન શુણ તુજથી હવે, સુખ પણ ત્રણ વિધ સાર,
અભ્યાસેં જેમાં રમે, પામે દુઃખનો પાર. ૩૬.

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥

લાગે વિષસમ પ્રથમ જે, અંતે અમૃત થાય,
આત્મબુદ્ધિથી પ્રાપ્ત તે, સુખં સાત્વિક કહેવાય. ૩૭.

विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥

૧ વિષયેંદ્રિય ૨ સંયોગથી, અમૃત પ્રથમ જણાય,
પરિણામે વિષરૂપ તે, રાજસ સુખ વદાય. ૩૮.

यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥

પ્રમાદ આળસ ઊંઘથી, થનાર ને વળિ જેહ,
૩ ચિતમોહક પછિ ને પ્રથમ, તામસ સુખ કહ્યું તેહ. ૩૯

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४० ॥

એ ત્રણ પ્રકૃતિ ગુણોથકી, રહિતજ એવું કાંઈ,
નથિ સ્વર્ગે દેવો વિષે, નથિ વરિ ભૂમીમાંય. ૪૦.

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥

૧. વિષય તથા ઈંદ્રિયો. ૨. સંબંધ. ૩. ચિત્તને મોહ કરનાર.

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને, શૂદ્રોના અર્જુન,
સ્વાભાવિક ગુણથી કર્યાં, કર્મ જુદાં તે સુણ. ૪૧.

शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥

શમ દમ તપ ને શૌચ વળિ, ૧ આર્જવ ૨ આસ્તિક ધર્મ,
ક્ષમા જ્ઞાન વિજ્ઞાન એ, સહજ ૩ બ્રહ્મના કર્મ. ૪૨.

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥

શૌર્ય ૪ તેજ ધૃતિ ૫ નિપુણતા, ઉદારતા ૬ પ્રભુ ધર્મ,
યુદ્ધથી નહિ હઠવૂં જ, એ, સહજ ક્ષત્રિના કર્મ. ૪૩.

कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥

૭ ગોરક્ષા, ૮ વાણિજ્ય ૯ કૃષિ, સહજ વૈશ્યના કર્મ,
સહજ શૂદ્રનું કર્મ તે, જે સેવા રૂપ ધર્મ. ૪૪.

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥ ४५ ॥

૧૦ અભિરત નિજ નિજ કર્મમાં, નર પામે સંસિદ્ધિ,
સુણ તું તે પામે એ, ૧૧ સ્વકર્મરત જિમ સિદ્ધિ. ૪૫.

---

૧. સરળતા. ૨. ઇશ્વર ઉપર આસ્તા. ૩. બ્રાહ્મણ. ૪. પ્રૌઢતા. ૫. દક્ષપણું. ૬. પ્રજાને નિયમમાં રાખવારૂપ ધર્મ. ૭. ગાયોની રક્ષા. ૮. વ્યાપાર. ૯. ખેતી. ૧૦. પ્રીતિમાન. લાગેલો. ૧૧. પોતાના કર્મમાં લાગેલો.

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदाति मानवः ॥ ४६ ॥

જેથિ પ્રવૃતિ ભૂતો તણી, જેણે સો આ વ્યાપ્ત,
પામે સિદ્ધી પૂજિ તે, સ્વકર્મથી નર [1] આપ્ત. ૪૬.

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥

પર ધર્માચરવા થકી, શ્રેય વિગુણ નિજ ધર્મ,
પાપ ન પામે આચરી, સ્વાભાવિક નિત કર્મ. ૪૭.

सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥

સહજ કર્મ તજવાં નહીં, જોકે પાર્થ સદોષ,
ધૂમે અગ્ની પેઠ સો, કર્મો નહિજ અદોષ. ૪૮,

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥४९॥

બુદ્ધિ અસંગ, ઇછા રહિત, સોમાં જિત મન જેહ,
સંન્યાસે પામે પરમ, [2] નૈષ્કર્મ્ય સિદ્ધી તેહ. ૪૯.

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥

---

१. ઇચ્છા પુરી થયેલો. ધરાયલો.　२. મનથી સર્વ કર્મની નિવૃત્તિ રૂપ.

પામે સિદ્ધી પ્રાપ્ત જિમ, બ્રહ્મજ, સુજથી સુણ,
સંક્ષેપે, જે જ્ઞાનની, નિષ્ઠા પર અર્જૂન. ૫૦.

बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ॥
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥५१॥

રાગ દ્વેષ મૂકી, તજી, વિષયો શબ્દાદીય,
ધૃતિયે મન નિશ્ચલ કરી, યોગી १ વિશુદ્ધ २ ધીય. ૫૧.

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥

३ એકાંતી ४ મિત ભોજિ વળિ, વશ મન વાણી દેહ,
આશ્રિત નિત વૈરાગ્યને, ધ્યાન યોગ ५ પર જેહ. ૫૨.

अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥

ક્રોધ ६ પરિગ્રહ ७ દર્પ બળ, અહંકાર ને ८ કામ,
મૂકી, બ્રહ્મજ થાય તે, ९ નિર્મમ શાંત १० અકામ. ૫૩.

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥

११ બ્રહ્મભૂત આનંદિ નહિ, શોચે ઇચ્છે કાંઈ,
પામે ઉત્તમ ભક્તિ મુજ, સમ થૈ સૌનીમાંઈ. ૫૪.

૧. શુદ્ધ. ૨. બુદ્ધિવાળો. ૩. એકાંતવાસી. ૪. થોડું ખાનાર. ૫. તત્પર. ૬. સંસાર. ૭. ઉન્મત્તપણું. ૮. ઇચ્છા. ૯. મમતા રહિત. ૧૦. ઇચ્છા વગરનો. ૧૧. બ્રહ્મ નિષ્ટ.

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥ ५५ ॥

જેવા જે હું, તેહને, ભક્તીયે જ યથાર્થ,
જાણી, જાણ્યા એમ પછિ, પામે મુજને પાર્થ. ૫૫.

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रय ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥

કર્તાં નિત સૌ કર્મ પણ, જન એ મુજ આશ્રીત,
મુજ પ્રસાદથી મેળવે, નિતપદ નાશ રહીત. ૫૬.

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥

અર્પી મને સૌ કર્મ તું, મનથી, મત્પર સાર,
[1] બુદ્ધિયોગ આશ્રીજ નિત, [2] મચ્ચિત થા નિરધાર. ૫૭.

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥ ५८ ॥

મુજ પ્રસાદથી દુઃખ સૌ, મચ્ચિત થૈ જ તરીશ,
પણ ગર્વે ન શુણીશતો, વિનાશને પામીશ ૫૮.

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥

---

૧. જ્ઞાનયોગ. ૨. મારા આત્મસ્વરૂપમાં ચિત રાખનાર.

નહિ લડું કદિ હુમ ગર્વથી, જો તું માનિશ સાર,
એ નિશ્ચય મિથ્યા, તને, ૧ પ્રકૃતિ ૨ યોજશે, ધાર. ૫૯.

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।
कर्त्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोपि तत् ॥६०॥

સ્વાભાવિક નિજ કર્મથી, બાંધેલો તું, જેહ,
ન ઇછે કરવા મોહથી, કરિશ અવશ થૈ તેહ. ૬૦.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ ६१ ॥

ઇશ્વર સૌના હૃદયમાં, રહેછે કુંતી સૂત,
ભમાવતાં માયા વડે, ૩ યંત્રારૂઢ સૌ ભૂત. ૬૧.

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥६२

કર આશ્રય સૌ ભાવથી, તેનો કુરૂ ૪ સતંભ,
પામિશ તેનિ કૃપા વડે, નિતપદ સુખ ઉત્તંમ. ૬૨.

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥

કહ્યું ગુહ્યથી ગુહ્ય મેં, જ્ઞાનજ તુજને એમ,
અશેષ વિચારી તે, પછિ, કર તું ઇચ્છે જેમ. ૬૩.

---

૧. સ્વભાવ. ૨. જોડશે. ૩. લાકડાની પેઠે શરીરરૂપ યંત્ર ઉપર ચડેલા. ૪. શ્રેષ્ઠ.

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥६४॥

સર્વે ગુહ્યમાં ગુહ્ય કરિ, પરમ વચન મુજ શૂણ,
મુજ અતિ પ્રિય તું, તેથિ હું, કોં તુજ હિત અર્જુન. ૬૪.

मन्मना भव मत्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥

નમ મુજને મુજ ભક્ત થા, [1] મદ્યાજિ ને મચ્ચિત્ત,
પામિશ [2] મુજને સત્ય કોં, છો પ્રિય મુજ પરિચિત. ૬૫.

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६॥

સર્વ ધર્મને મૂકિને, કર આશ્રય મુજ એક,
શોચ મ કર હું છોડવિશ, સર્વ પાપથી છેક. ૬૬.

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७॥

મુજ નિંદક, સેવા રહિત, અધર્મિ અભક્ત જેય,
હોવે તેને નહિ કદી, કહેવું આ કોંતેય. ૬૭.

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८॥

---

૧. મારું યજન કરનાર.    ૨. મારા આત્મસ્વરૂપને.

પણ કહેશે મુજ ભકતને, પરમ ગુહ્ય આ, જેહ,
કરિ મુજ ભક્તિ ૧ અસંશયી, પામે મુજને તેહ. ૬૮.

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता नच मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥

મનુષ્યમાં તેથી અધિક, નથિ મુજ પ્રિય કરનાર,
૨ ભૂમાં તેથી અન્ય નથિ; મુજ અતિ પ્રિય થાનાર.૬૯.

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥७०॥

ધર્મ્યવાદ આ આપણો, મનુષ્ય ભણશે જેહ,
જ્ઞાનયજ્ઞથી ઇષ્ટ છું, તેણે, મુજ મતિ એહ. ૭૦.

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभांल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणां ॥७१॥

શુણે અનિંદક નર કદી, થૈને શ્રદ્ધા યુક્ત,
પુણ્યવાનના લોક શુભ, પામે થૈને મુક્ત. ૭૧.

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्र्येण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥ ७२ ॥

શું તેં આ સ્થિર ચિત્તથિ, સાંભળિયૂં જ યથાર્થ,
શું અજ્ઞાની મોહ તુજ, પામ્યો નાશજ પાર્થ. ૭૨.

---

૧. નિશ્ચયી. ૨. પૃથ્વીમાં.

अर्जुन उवाच ॥

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ ७३ ॥

અર્જુન કહેછે.

ટળ્યો મોહ સ્મૃતિ મેળવિ, આપ પ્રસાદે ઇશ,
નિઃસંદેહ ઉભોજ હું, આપ વચનજ કરીશ. ૭૩.

संजय उवाच ॥

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

સંજય કહેછે.

મહા કૃષ્ણ ને પાર્થનો, રોમ હર્ષક અદ્‌ભૂત,
શુણ્યો મેંજ સંવાદ આ, એમ [1] અંબિકા સૂત. ૭૪.

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥

પરમ ગુહ્ય આ જ્ઞાન મેં, વ્યાસ પ્રસાદે શુણ્યુ,
યોગેશ્વર હરિથીજ, જે, સાક્ષાત્પોતે ભણ્યુ. ૭૫.

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥

---

૧. અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજા.

કૃષ્ણ પાર્થનો વાદ આ, અદ્ભુત પુણ્યજરૂપ,
સંભારી સંભારિ હું, હર્ષું ફરિ ફરિ ¹ ભૂપ. ७६

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनःपुनः॥७७॥

સંભારી તે રૂપ, અતિ, અદ્ભુત હરિનું, રાય,
હર્ષું ફરિ ફરિ ને મને, વિસ્મય મોટો થાય. ७७.

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

જ્યાં યોગેશ્વર કૃષ્ણ ને, પાર્થ ધનુર્ધર જ્યાંય,
² વિજય ³ ભૂતિ ⁴શ્રી નીતિ ⁵ ધ્રુવ, મુજ મતિયે છે ત્યાંય.

---

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे मोक्षसंन्यासोपदेशयोगो नाम अष्टादशोऽध्यायः ॥ १८ ॥

॥ श्रीकृष्णार्पणमस्तु शुभं भवतु ॥

---

१. રાજા. ૨. જય. ૩. ઐશ્વર્ય. ૪. લક્ષ્મી. ૫, નિશ્ચલ.

## હરિગીત.

જે સૂપ ને વસ્ત્રો તણો, યંત્રી વળી નીવાસિ, આ,
મ્હોમયી પૂરિ તણોજ ને, કુળમાંયતો યદુવંશિ, આ,
ગીતા તણી તેણેજ, આ, નર વાણિમાં કવિતા કરી,
૮વસુ ૩લોક ૯ખંડ ૧ભુ સંવતે,'ક્રોઠીશ રાજયે' આદરી. ૧.

ગંગા તથા યમુના તણો, જે સ્થાનમાં સંગમ બને,
તેનેજ પદ "જી" યોજિને, તે નામથી લોકો મને,
કહેછે તથાપિ છુંજ તે, જે વિશ્વમાં વ્યાપી રહ્યો,
નહિ કેમ તે હું, એહ મુજ, સંશય મહા કદિ ના ગયો. ૨.

ભાષાંતર કર્ત્તા.



# શુદ્ધિપત્ર.

પ્રસ્તાવના:—

| પૃ૪. | અશુદ્ધ. | શુદ્ધ. | પંક્તિ. |
|---|---|---|---|
| ૧ | વદુછુંજ. | વદુછૂંજ. | ૨ |

ગીતા:—

| પૃ૪. | અશુદ્ધ. | શુદ્ધ. | પંક્તિ. |
|---|---|---|---|
| ૮ | ઉભી. | ઊભી. | ૮ |
| ,, | ઉભા. | ઊભા. | ૨૦ |
| ૨૦ | ઉઠ. | ઊઠ. | ૧૬ |
| ૨૨ | સંપત્તિ | સંપત્તી | ૪ |
| ૩૮ | દૂરાસદ. | દુરાસદ. | ૧૪ |
| ૪૪ | માટે. | માટ. | ૫ |
| ૪૬ | છુટિશ. | છૂટિશ. | ૬ |
| ૮૬ | ભતયજી. | ભૂતયજી. | ૧૪ |
| ,, | પિતૃને. | પિતૄને. | ૧૩ |
| ૯૫ | અમૃતોદભવ. | અમૃતોદ્ભવ. | ૩ |
| ,, | પિતૃવિશ. | પિતૄવિશ. | ૧૨ |
| ૯૮ | કયો. | કયો. | ૨ |
| ૧૦૨ | મહાત્મની. | મહાત્મનિ. | ૨ |
| ૧૦૩ | જવલીતાગ્ની. | જવલીતાગ્નિ. | ૧૨ |
| ૧૦૫ | ભયંરક. | ભયંકર. | ટિપ્પણમાં. |
| ૧૧૧ | વપુરૂપેંજ. | વપૂરૂપેંજ. | ૩ |
| ,, | ચિત. . | ચિત્ત. | ૯ |

| પૃષ્ટ. | અશુદ્ધ. | શુદ્ધ | પંક્તિ. |
|---|---|---|---|
| ૧૧૩ | અધિષ્ટાત. | અધિષ્ટાતા. | ટિપ્પણમાં. |
| ૧૧૭ | શ્રોય. | શ્રોચે. | ૧ |
| ,, | ક્યૂં. | ક્યૂં. | ૧૩ |
| ૧૧૯ | ક્યું. | ક્યું. | ૧૨ |
| ૧૨૪ | ક્ષત્રિના. | ક્ષેત્રિના. | ૬ |
| ,, | સા. | સૌ. | ૯ |
| ૧૨૮ | નિર્મલતાથિ. | નિર્મલતાથી. | ૯ |
| ૧૩૫ | મલેં. | મૂલેં. | ૪ |
| ,, | અમઢ. | અમૂઢ. | ૧૧ |
| ૧૪૧ | પાથ. | પાર્થ. | ૬ |
| ,, | નહિ. | નહી. | ૧૩ |
| ,, | શાચ. | શૌચ. | ૧૪ |
| ૧૪૨ | પુરૂપાથ. | પુરૂષાર્થ. | ૧૨ |
| ૧૫૬ | કત્તા. | કર્ત્તા. | ૧૨ |
| ૧૫૯ | અનગ્ર. | અનમ્ર. | ટિપ્પણમાં. |

